પ્રેમભક્તિ ગ્રન્થમાળા

# મુંબઈમાંનો મહોત્સવ



## હવે પછી છપાશે

| | |
|---|---|
| દલપતરામ, ભાગ ૨જો, ઉત્તરાર્ધ | નવાં ઉપનિષદો |
| દલપતરામ, ભાગ ૩જો | ગીતમંજરી, ભાગ ૨જો |
| વિચારણા, ભાગ ૧લો | કેટલાંક કાવ્યો, ભાગ ૪થો |
| વિચારણા, ભાગ ૨જો | કુરુક્ષેત્રના કાંડો |
| ધર્મમન્થન, ભાગ ૧લો | શ્રી હર્ષ |
| ધર્મમન્થન, ભાગ ૨જો | મહેરામણનાં મોતી |

| | |
|---|---|
| ૨૪. વિશ્વગીતા (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૫, ઇન્દુકુમાર, અંક ૨જો (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨જો (૨જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૭, ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૮, જહાંગીર-નૂરજહાંન (૨જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૯, કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| ૩૦, કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૧, કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૨, કુરુક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |
| ૩૩, શાહાનશાહ અકબરશાહ | ૧૯૩૦ |
| ૩૪, પાંખડીઓ | ૧૯૩૦ |
| ૩૫, કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનાં ડંકા | ૧૯૩૦ |
| ૩૬, સંશોધન | ૧૯૩૦ |
| ૩૭, દામ્પત્યસ્તોત્રો | ૧૯૩૧ |
| ૩૮, શિક્ષાપત્રી, સમશ્લોકી | ૧૯૩૧ |
| ૩૯, બાળકાવ્યો | ૧૯૩૧ |
| ૪૦. ઉપનિષતપંચક | ૧૯૩૧ |
| ૪૧, સંઘમિત્રા | ૧૯૩૧ |
| ૪૨, પ્રસ્તાવમાળા | ૧૯૩૨ |
| ૪૩, ઇન્દુકુમાર, અંક ૩જો | ૧૯૩૨ |
| ૪૪, કવીશ્વર દલપતરામ, ભાગ ૧લો | ૧૯૩૩ |
| ૪૫, ઓજ અને અગર | ૧૯૩૩ |
| ૪૬, જગતકાદમ્બરીઓમાં સરસ્વતીચન્દ્ર | ૧૯૩૩ |
| ૪૭, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૧લો | ૧૯૩૪ |
| ૪૮, કવીશ્વર દલપતરામ, ભાગ ૨જો, પૂર્વાર્ધ | ૧૯૩૪ |
| ૪૯, આપણાં સાક્ષરરત્નો, ભાગ ૨જો | ૧૯૩૫ |
| ૫૦, ગોપિકા | ૧૯૩૫ |

# પ્રેમભક્તિ–ગ્રન્થમાળા

---

प्रेमभक्ति-ग्रन्थमाळा

# મુંબઈમાંનો મહોત્સવ

મણિમહોત્સવના સાહિત્યબોલ, ભાગ ૩ જો

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૯૫ ઇ. સ. ૧૯૩૯

કીંમત સવા રૂપીઓ

કાવ્યરસિકતાની દિલદિલાવરી દાખવી

મ્હારા સુવર્ણમહોત્સવ ને મણિમહોત્સવ ઉજવતી

કૃષ્ણગૌરવી ગુર્જરજનતાના કરકમળોમાં સમર્પણ.

એમને આ દીધું હતું,

અને વળી એમને આ દઉં છું.

કાવ્યોત્સવે હુલસન્તી,

મા'નુભાવે મહાલતી,

ગુણાળી ગુર્જરી ! લેજે

તાહરી ગુણગાથ આ.

# પ્રસ્તાવના

મ્હારા મન્દવાડના કારણે ૧૯૩૭નું ચોમાસું અમારે મુંબઇમાં ગાળવું પડયું હતું. પગે સોજા હતા, મ્હોડે સોજા હતા; દસ વર્ષની અખંડ અને ભારે સાહિત્યતપશ્ચર્યાથી હૃદયની નબળાઈ વધી ગઇ હતી. નિષ્ણાત દાક્તરી સલાહને માટે ઓગસ્ટ બેસતાં મુંબઈ આવ્યાં તે ધનતેરશે પાછાં અમદાવાદ ગયાં. સદ્‍ભાવી દાક્તરોના ઔષધોપચારના ટેભા-ટાંકાથી ને સૌ. માણેકલક્ષ્મીની હૈયાઝરતી સેવાશુશ્રૂષાથી ઘણો-ખરો આરામ થયો. એક દાક્તરમિત્ર તો બોલ્યા હતા કે You are beating a dead horse, Kavi ! હા; ત્રણેક વર્ષથી નાવ જીર્જરિત થયું છે, ત્હો ય હંકાર્યે રાખું છું.

અમારા મુંબઈ આવ્યા પૂર્વે ગુજરાતની પ્રધાન નગરીઓમાં મણિમહોત્સવ ઉજવાઈ ગયો હતો. એ સાહિત્યવાર્તા આ ગ્રન્થના પહેલા ને બીજા ભાગોમાં છે. પૂર્ણાહુતિ જાહેર થઈ ગઈ હતી, વલસાડને એ કારણે ના પાડવી પડી હતી. મણિમહોત્સવ પછી એ અમારૂં મુંબઈમાં આવવું પહેલવારકુ હતું. બે એક માસે દૈવે, દાક્તરોએ, ને કુલયોગિનીએ સાજો કીધો. પછી મુંબઈમાંના મંડળોને ભાવ જાગ્યા. જૈનો, વૈષ્ણવો, ચોર્યાસી જ્ઞાતિના બ્રાહ્મણો, સંસ્કૃત પાઠશાળા, સાન્તાક્રૂઝ હિન્દુ સ્ત્રીમંડળ–એમણે અમને ન્હોતર્યાં. વચમાં એક નિર્ધારેલી તિથિએ દાક્તરોએ દુહાઈ દીધી હતી કે ના, નહિ. ઉત્સવવરણાગિયો આસો માસ ઉત્સવોમાં વીત્યો. કુટું-બમાંડવાની વેલીઓ વચ્ચે દીવાળી અમદાવાદમાં કરવી હતી. વિદાયતિથિ આવતી ગઇ તેમ તેમ મુંબઇમાંનાં સાહિત્યરસિકોની ભાવભરતી ચ્હડતી ગઈ. મુંબઈની ભગિનિસમાજ અને બીજાં એએક મંડળોને ના પાડવી પડી. મણિમહોત્સવ ઉજવ્યો તે મંડળોનાં, તેમ જ નકારવાં પડયાં તે મંડળીનાં, અમે આભારી છીએ.

દાયકા પૂર્વે થયું હતું તેમ આ અવસરે પણ સ્ત્રીસમાજે ઉત્સવ આરંભ્યો અને સાન્તા ક્રૂઝના હિન્દુ સ્ત્રીમંડળથી પગરણ મંડાયાં. ઋષિવરોએ પછી, પણ ઋષિપત્નીઓએ પહેલી કૃષ્ણપૂજા કીધી હતી. ત્યહારથી કદાચ લોકપરંપરા બન્ધાણી હોય કે વેલીસુકુમાર સ્ત્રીહૃદય પ્રથમ પ્રીછેપારખેપૂજે ને વૃક્ષબરછટ પુરુષહૃદય પછી પ્રીછેપારખેપૂજે. પણ એવાં યે વીરલાં કો વેલવૃક્ષ હોય છે જેમને પાંદડાં જેટજેટલાં પુષ્પો પ્રગટે છે. સાન્તા ક્રૂઝના સ્ત્રીસમારંભમાં પત્રો સમું પુરુષમંડળ અધિકું હતું કે પુષ્પો સમું સ્ત્રીમંડળ—એ ઉચ્ચરવાને વૃક્ષરાજનાં પત્રપુષ્પો ગણન્તા કો ગણિતશાસ્ત્રી જોઈ યે. હજારહજારની મેદિની મળતી, બેબે–ત્રણત્રણ કલાક સભાઓ ચાલતી. અમારો નહિ, ઉત્સવ ગુજરાતી કવિતાનો હતો; અમે તો નિમિત્તો હતાં. અમ કાજે બોલાતા ગૌરવબોલ અમે ગુજરાતી કવિતા કાજેના ગૌરવબોલ સ્હમજતા. પ્રાચીન વિદ્યાવિશારદ ને અર્વાચીન વિદ્યાવિશારદ બ્રહ્મસમાજનો તો જાણે કુટુંબમેળો મળ્યો હતો. વૈષ્ણવ મંડળોમાં પ્રમુખપદે મ્હોટા મન્દિરના ધર્મઓજસ્વી યુવરાજ શ્રી વિરાજ્યા હતા. તારાબાગમાં દસરાની પર્વરાત્રિએ બેએક હજાર નરનારનો સમુદાય જીવનના જયની વાર્તા સાંભળવાને મળ્યો હતો. ગગનમંડળમાં તોફાની મેઘાડંબરના થતા ગડગડાટોની ઋતુમાં આપણને છાંટો યે ન ઉડે એ સંભવિત છે ખરૂં? એક પ્રસંગે બાળરાજાઓ કને તોફાનનું છમકલું યે કરાવાયું હતું. લગરીકે ખારાશ વિના ભોજનની લિજ્જત જામે છે ખરી? એટલા માટે જ યુગયુગથી ખારાને મીઠું કહ્યું છે. સહુનાં–ઘડીક તોફાનપવને ચ્હડેલા એ બાળવછેરાઓનાં પણ અમે અન્તરથી આભારી છીએ. એ બાળારાજાઓએ તો ઘડીક મ્હારૂં બાળાપણ ખડું કીધું હતુ.

અને છેલ્લે છેલ્લે જરાક પ્રસંગમર્મ પણ પ્રીછિયે.

જગતમાં વસન્તોત્સવો છે ને શરદુત્સવો છે. વસન્તોત્સવ છે મ્હોરણપ્રફુલ્લનનો ઉત્સવ; શરદુત્સવ છે પરિપાકનો ઉત્સવ. વસન્તો-

ત્સવ માંડી મહાપ્રજાઓ વર્ષારંભ ઉજવતી; શરદુત્સવ માંડી મહાપ્રજાઓ વર્ષનો પરિપાક સંભરતી.

વસન્તોત્સવ છે આયુષ્યના વર્ષનો આરંભ; શરદુત્સવ છે આયુષ્યના વર્ષનો સરવાળો.

ત્ય્હારે મણિમહોત્સવ એટલે શું? એનો અર્થમર્મ શો?

મણિમહોત્સવ એટલે આયુષ્યની ભરાતી ઘડીનો ઉચ્ચાર.

શો ઉચ્ચાર? કેવોક ઉચ્ચાર? અમારી આયુષ્યની ઘડી ભરાતી હતી. ખરૂં. એ ભરાતી ઘડી શું બોલતી હતી?

આયુષ્યની ભરાતી ઘડી પેલા હિન્દી ભજનનું ઉદ્‌બોધનચરણ બોલતી હતી કે

અબ જાગ મુસાફિર! ભોર ભયો,
યે તો કૂચકી નૌબત બાજ રહી.

જળતરંગના બોલે આયુષ્યની ભરાતી ઘડી બોલતી હતી કે આ તો નવપ્રભાતનાં ચોઘડિયાં વાગે છે. જીવનયાત્રાની નવી તિથિ ઊગી. જાગો, ઉઠો; આવતી પળે અહીંથી કુચ આદરવાની છે; ભલે પછી હરિકૃપાએ એ પળ, બ્રહ્માની પળવિપળ જેવી, વર્ષોલાંબી નીવડે. આયુષ્યની ભરાતી ઘડી ડંકા વગાડી વગાડી બોલતી હતી કે સાવધાન, સાવધાન.

મણિમહોત્સવ એટલે સાવધાનઘંટા.

અમારો મણિમહોત્સવ ઉજવાઈ ગયો. અમારા આયુષ્યની સાવધાનઘંટા વાગી ગઈ. ગહરો, ગમ્ભીરો, નવમંગળાના આર્તિબોલ સમો, આયુષ્યબોલ સંભળાયો. ઉત્સવઉમંગીલાંઓ આનન્દતાં અને આશીર્વાદ અર્પતાં. અમે ઉત્સવપરો આશિષમર્મ ને આયુષ્યધર્મ સાંભળતાં હતાં.

અમારા સુવર્ણમહોત્સવ ને મણિમહોત્સવ મુંબઈગુજરાતે ઉજવ્યા એ તે અમારી ગુણગૌરવતા હતી? કે મુંબઈગુજરાતની ગુણગૌરવતા?

ન્હાનાલાલ દલપતરામ કવિ

# મુંબઇમાંનો મહોત્સવ

## મણિમહોત્સવના સાહિત્યબોલ,

### ભાગ ૩ જો

# અનુક્રમણિકા

# કલાસ્વામિની

શ્રી સાન્ટાક્રૂઝ ગુજરાતી હિન્દુ સ્રીમંડળ, મુંબઈ

આસો શુદ ૧, સં. ૧૯૯૩; મંગળવાર; ૫ મી ઓક્ટોબર ૧૯૩૭

સાતેક વર્ષો પૂર્વે છપાયેલા મ્હારા અકબરશાહના નાટકમાં એક ગીત છે:—

અમ ગુજરાતણનાં બાણ.

સૂરજનાં કિરણ સમાન રે
અમ ગુજરાતણનાં બાણ;
ઝીલજો કો ચતુરસુજાણ રે
અમ ગુજરાતણનાં બાણ.

રૂપરૂપની એ વેલડ છે;
ગીતગીતની એ ઘેલડ છે;
ફૂલડાંના ડંખ સમાન રે
અમ ગુજરાતણનાં બાણ;
ચૂકવશે દિલનાં દાણ રે
અમ ગુજરાતણનાં બાણ.

અંબા એને અંગે છે;
કાલિકાકવચ જંગે છે;
સિંહણના ડંખ સમાન રે
અમ ગુજરાતણનાં બાણ;
નમણીનાં નયનની આણ રે
અમ ગુજરાતણનાં બાણ.

પૂર્ણિમા કીકીમાં ઝીલતી;
મધ્યાહ્ન નયનથી ઝરતી;
વિધિના કો ડંખ સમાન રે
અમ ગુજરાતણનાં બાણ;
પડછન્દે પૂરતી પ્રાણ રે
અમ ગુજરાતણનાં બાણ;
અમ ગુજરાતણનાં બાણ.

કિયે ઠામે મોહિની? ન જાણી,
મોહનજી!
કિયે ઠામે મોહિની? ન જાણી.

અદપડિયાળી આંખમાં? કે ઝીણી મીઠી ઝાંખમાં?
કિયે ઠામે મોહિની? ન જાણી,
મોહનજી!

કીયે ઠામે મોહિની? ન જાણી.—દયારામ
મહામાયાની પુત્રીઓ!

નર્મદાઘાટના કવિવર દયારામભાઈ જમનાઘાટની ગોપિકાને મુખડે ગવરાવે છે કે હે વ્રજચન્દ્ર! આપની મનમોહકતા ક્યહાં નિવસે છે એ અમે જાણતાં નથી. અર્ધમીંચી–અર્ધઉઘાડી આંખડીમાં એ જગન્મોહિની વસે છે? કે ઝીણા મીઠડા હઈયુંહરતા દ્રષ્ટિકિરણના તેજદોરમાં એ જગન્મોહિની વસે છે? જગન્મોહન! આપની રસકુંજો દેહદેશે ક્યહાં છે એ આપ જ જાણો છો.

## સુન્દરતાની કુંવરીઓ !

કવિવર દયારામભાઈ નારીહૃદયને વાંચતા અને ગાતા. માત્ર વ્રજની કે ગુજરાતની કુંજનિકુંજોમાં નહિ. જગતભરમાં સહુ પ્રિયતમાઓના પ્રીતમ પ્રત્યે બોલેલા કે અબોલ એ જ ઉરઉદ્‌ગાર હોય કે:—

> કિયે ઠામે મોહિની ? ન જાણી,
> મોહનજી !
> કિયે ઠામે મોહિની ? ન જાણી.

દયારામભાઈએ ગાયેલું નારીહૃદયનું એ વિશ્વસત્ય છે.

દયારામભાઈએ નારીહૃદય ગાયું છે. હું આજ પુરૂષ હૃદય વાંચીવાંચીને સુન્દરીઓના સૌન્દર્યસંઘને એ પૂછું છું કે

> રસિકે ! રસનાં ઝરણ તમ ક્યહાં વસે રે ?

ઉષા લખી; ઈન્દુ લખ્યો; રાસ ગાયા. વર્ષોથી શોધ્યાં. થાકયો–હાર્યો–કહેવો હોય તો કહો–એ આપના અગમ્ય દેશમાં શોધીઢૂંઢીને. ઝીન્દગીને અન્તે આજ સુન્દરીઓના સૌન્દર્યસંઘને જ પૂછું છું એ ગોપીપ્રશ્ન કે

> કિયે ઠામે મોહિની ? ન જાણી,
> જગમોહના !
> કિયે ઠામે મોહિની ? ન જાણી.

કોઈએ એ જાણ્યું હોત ને કહ્યું હોત કે જગન્મોહનાની મોહિની ક્યહાં નિવસે છે તો તે જ તિથિથી જગત્‌કવિતાનાં ઝરણાંની સેરો સૂકાઈ જાત. એ ભેદની અગમ્યતામાં જગત્‌કવિતાનાં મૂળ છે. જે અગોચર દેશમાં

જગન્મોહનાની રસમોહિની વસે છે એ જ અગોચર રસ-દેશમાંથી જગત્‌કવિતાનાં ઝરણાં નિર્ઝરે છે.

કવિતાનો દેશ છે એ જ સુન્દરીની સુન્દરતાનો દેશ છે.

મહામાયાની કુંવરીઓ! ત્હમે અબળા છો? કે પ્રબળા?

આદ્યશક્તિની કુંવરીઓને અબળાનો કહેનારો છે કોણ? સ્વયં ભગવાને ભાખ્યું છે કે **मम माया दुरत्यया.**

દુસ્તરને તરી ઉતરનારો તારો એવો ઈતિહાસે પાકયો છે કિયો?

ઠીક, આવો; ત્હમને જીતનારાની નામાવલિ તો જરા ગણિયે. એક શુક જોગી. પછી? બ્રહ્મા યે નહીં ને વેદવ્યાસે નહિ. હશે, બીજા ઘણા ઘણા હશે ભીષ્મ પિતામહ સમા આજીવન બ્રહ્મચારીઓ. જગતના સહુ પયઘમ્બરમંડળના સૂર્યમંડળે તો છે એક જ સૂર્ય, એક જ નૈષ્ઠિક બ્રહ્મચારી; આપણો એશિયાનો જોગન્દર, ઈશૂ ખ્રીસ્ત. કાળવહી કહે છે કે જગતના સહુ પયઘમ્બરો ગૃહસ્થાશ્રમી હતા, એક ઈશૂ ખ્રીસ્ત નૈષ્ઠિક બ્રહ્મચારી હતો. અને પછી આપણા ગુજરાતે થયા બે. એક થયો પેલો સીતારામપદપાવની સરયૂનાં જળથી ગુજરાતને નિર્મળી છાંટી છાંટીને ધોનાર, સ્વામી સહજાનન્દ. સહજાનન્દે કામને જીત્યો, ક્રોધને જીત્યો, સ્વાદને જીત્યો, માનને જીત્યું, ષડ્‌રિપુને જીત્યા; એટલું જ નહિ, ગુજરાતને જીતતાં શીખવાડ્યું. સહજાનન્દ પંચેન્દ્રિયવિજેતા પરાક્રમી હતા. અને બીજો પાકયો ગુજરાતે ડેમીતીરનો પેલો મહાઅવધૂત,

મેવાડપતિને ને જોધાણનાથને યે ઢંઢોળી જગાડણુહારો મહાજોગન્દર, મહર્ષિ સ્વામી દયાનન્દ સરસ્વતી.

મહામાયાને યે એ બ્રહ્મચર્યમંડળીએ એક વારકી તો હાકલ મારી કે તું દુસ્તર નથી, અજેય નથી.

પણ ત્હમારાં અજેય જેવાં રસસૌન્દર્યનાં એ અસ્ત્રશસ્ત્રો વસે છે ક્ય્હાં?

સ્થિરબુદ્ધિ નવલરામભાઈ ગાઈ ગયા છે કે

સંસારનું નૂર છે નાર, સજન! સંસારનું નૂર છે.

સ્થિતપ્રજ્ઞ દલપતરામ ગાઈ ગયા છે કે કુલવાસ

ભાર્યા વિના અતિતના મઠ તુલ્ય ભાસે.

સુન્દરીસૂનું જગત કદી યે કલ્પી જોયું છે?

કામદેવનાં પંચબાણ છે એવાં ત્હમારાં અમોઘ સૌન્દર્ય બાણ છે. મહામાયાની પુત્રીઓ! તમમાં આદ્યશક્તિનો પ્રતાપ નખશીખ સંભરેલો છે.

ત્હમે કલાસ્વામિની છો, સૌન્દર્યકલાઓની અધિષ્ઠાત્રી છો.

જયા–જયન્તમાં સ્ત્રીને ચાપ કહેલ છે, પુરૂષને બાણ કહેલ છે. સ્ત્રી એટલે પુરૂષની પ્રેરણા. સ્ત્રી પ્રેરે એટલો પુરૂષ ઉડે.

લલિતજીની એક અમર કાવ્યપંક્તિ છેઃ

નરને નીવડાવનાર નારિ! તું નારાયણી.

કલાસ્વામિનીનું એ પરમ કલાવિધાન. સુન્દરીના જીવનનો એ જયોચ્ચાર.

બિયેટ્રીસે ડાન્ટેને નીવડાવ્યો, લ્યુક્રેશિયાએ રોમનોને નીવડાવ્યા, એનિટ્ટાએ ગેરીબોલ્ડીને નીવડાવ્યો, એસ્પેશિયાએ

પેરિકલીઝને નીવડાવ્યો, દ્રૌપદીની છુટ્ટી વેણીએ પાંડવોને નીવડાવ્યા, કુમુદે સરસ્વતીચન્દ્રને નીવડાવ્યો, જયાએ જયન્તને નીવડાવ્યો.

સાચેસાચ ! નરને નીવડાવનાર નારી તે નારાયણી છે.

જગતનો ઈતિહાસ કહે છે કે પ્રત્યેક મહાપુરૂષની મહાકાયની પાછળ પ્રેરણાની પાનારી કોક પ્રણયમૂર્તિ કલાસ્વામિની ખડી છે. એ કલાસ્વામિનીની પુણ્યકલાનો જયોચ્ચાર તે એ મહાપુરૂષના જીવનનો જયટંકાર. સુજાતાએ બુદ્ધ ભગવાનને પાયસ પાયો; એમ પ્રત્યેક બુદ્ધને કો મહાનાર સુજાતા, માતારૂપે, પ્રિયારૂપે, પત્નીરૂપે, ભગિનીરૂપે, પુત્રીરૂપે, શિષ્યારૂપે, પ્રેરણાનો પાયસ પાય છે. જીજીબાએ શિવાજી મહારાજને નીવડાવ્યા; શોભનાએ કલાપીને નીવડાવ્યા; જોસેફાઈને નેપોલિયનને નીવડાવ્યોઃ સંઘમિત્રાએ વીર મહેન્દ્રકુમારને નીવડાવ્યોઃ લીલાવતીએ પિતા ભાસ્કરાચાર્યને નીવડાવ્યા; શ્રીદેવીએ ભારતના છેલ્લા ચક્રવર્તી વીર હર્ષવર્ધનને નીવડાવ્યો.

મહાપુરૂષોને ઘડનારી નારી પરમ નારાયણી છે. સુન્દરીની એ સુન્દર કલા જગતની એ કલાસ્વામિની કને જ છે.

કોક કહે છે કે આવતો યુગ જુવાનિયાઓનો છે. ના, ના. મ્હને તો ભાસે છે કે આવતો યુગ તો છે જુવાનિયાઓને યે જોબનનાં જોમ પાનારી જુવતીઓનો; સુજાતા ને સંઘમિત્રાઓનો, ઉષા અને જયાઓનો, યશ પાંખડી ને નેપાળી જોગણોનો.

આવતા યુગમાં કલાસ્વામિનીની જીવનકલા પૂરબહારમાં ખીલી નીકળશે.

એકદા સૂરતની અઠવા લાઈસન્સના એક બંગલામાં ગુજરાતના બે વિદ્વદ્વરો રાંધવાને બેઠા. એક હતા પ્રો. ટી. કે. ગજ્જર; ને બીજા હતા ન્હાનાલાલ કવિ. કંઈક વર્ષોના દીર્ઘ મન્દવાડને કારણે ગજ્જર સાહેબના ચ્હીડિયાપણાના સપાટાને તાપીનાં પૂર ચ્હડયાં હતાં, ને ઘરનાંથી કે રસોઇયાથી એ ઝીલાતાં નહી; એટલે બંગલો અમે બે ને એક ઘાટીની વસ્તીથી ભરેલો—કે સૂનકાર—હતો. સ્હવારે સ્હવારે પ્રોફેસરનાં માતા કને મ્હોટે ઘેર ખપાટિયે ચકલે અમે જમવાને જતા; સ્હાંજે સ્હાંજે અવનવા બુટ્ટાઓ ઘડી લેતા. એક સ્હાંજરે અમે સ્વયંપાકી થયા. Fermented food એટલે હળવો ખોરાક એ સૂત્ર રસાયનશાસ્ત્રીનું ત્ય્હારે આહારનિયામક હતું. અમે ઢોકળાં કરવા બેઠા. ચાર વાગતાં મેળવેલું, બાર વાગતાં મેળવેલું, સ્હવારે મેળવેલું, ગઈ રાતે મેળવેલું; એમ પ્રહર—પ્રહરનાં મેળવેલાં પાંચ છ જાતનાં દહી ખટાશમેળવણીને અર્થે હતાં. Scienceશુદ્ધ, દૂધના સત્ત્વ જેવો ઉજળો, સોડા હતો. એક વાળનો કટકો પડે ત્હો યે લળીનમી જાય એવી ટેકનો—કેમીકલ લેબોરેટરીની નમણી નાજૂક બેત્રણ ત્રાજૂડીઓ જોખવાને હતી. ભારતપ્રખ્યાત રસાયનશાસ્ત્રી જોખનારા હતા; વ્યાસજીને ગણપતિજી લહિયા મળ્યા હતા, તેમ ગજ્જર સાહેબને કાવ્યકલારસિયો રસોઈયો હતો. પણ કોક વેળા ઢોકળાં ફૂલવાની જ ના પાડતાં, કોક વેળા ક્ય્હાંક સોડાની કણી રહી ગઈ હોય ત્ય્હાં પાઈ જેવડું લાલ ચકામું પડી જતું,

કોક વેળાએ ખટાશ અધિકીઓછી, તો કોક વેળાએ ખારાશ અધિકીઓછી પડતી. એમ ઢોકળાંની રકાબીઓ ઉતરતી. પણ એથી અમારી અધુરિયાવેડાની ગમ્મત ઓછી ન્હોતી સાંપડી. 'કાકા ! આ તો ચરકાં થયાં;' 'કાકા ! આ તો ખાટાં થયાં;' 'કાકા ! આ તો મોળાં પડયાં;' એવા ટીકાબોલ વિનાની કોઈ થાળી યે ઉતરતી નહિ કે જમાતી નહિ. એકદા સૂરતની અઠવા લાઈન્સના એક બંગલામાં ગુજરાતના વિદ્વદ્વરોનો એવો રસોઈખેલ ખેલાયો હતો. પણ સ્વયંરાંધેલાં, એટલે મોળાં દહીં સાથે એ ઢોકળાં બહુ મીઠાં લાગતાં. ખાટાં ખારાં મોળાં ચરકાંની એ મધુરૂપ આટઆટલે વર્ષે યે આજ સાંભરે છે.

૨૦ મી સદીના આપણા વિદ્વદ્વરોની રાંધણકલાની એ કથા.

જગતના નારીસંઘ ! ત્હમને પૂછું ? એવીક તે સુકુમાર દેવત્રાજૂડીઓનાં પલ્લાં ત્હમારી અંગુલિઓને ટેરવે આવીને શાં બેઠાં છે કે મીઠામરચાંના ચલાણામાંથી બે આંગળીએ ચ્હડાવીને દાળમાં–શાકમાં નાંખો છો, અને નિત્યનિત્યે એ યથાયોગ્ય, સમપ્રમાણ, ને સુન્દર નીવડે છે? ખટાશ ચાખી યે ન હોય, દહીંને આંખે પરખીને છણો, ને પવાલે પવાલે પાણી નામો; ત્હો યે–માગ્યા મેહુલા વરસે એમ–કઢીની મીઠાશ તો માગી મધુરપે આવીને ઉભે !

એ કલાસ્વામિનીનો કલાવિજય. ન્હાની–ન્હાનકડી ને નિત્યનિત્યની વાતોમાં યે પગલે ને ડગલે કલાસ્વામિની કલા ઝબકાવે છે, ને ઘરને–સંસારને શણગારે છે.

સજ્જનો ! ઘડીક એમ નથી થતું કે રસાયનશાળાની સુકુમારમાં સુકુમાર ત્રાજૂડીઓ કરતાં અધિકી સુકુમાર ત્રાજૂડીઓ સ્ત્રીની આંગળીઓના ટેરવે વસે છે ! અને એમના તુલાભાવ અધિકા અને અજબ છે ?

એ અંગુલીઓમાં ઉછરીને બાળકનો પુરૂષ થાય છે, પુરૂષનો વીર પાકે છે.

એક બાલ રંઘોળી પૂરે ને એક બાલિકા રંઘોળી પૂરે; એક દરજી શીવે ઓટે ગૂંથે કે હાથબખિયો ભરે અને એક દરજણ શીવે ઓટે ગૂંથે કે હાથબખિયો ભરે; એક માતા સન્તાનને પંપાળે ને એક પિતા પંપાળે; એમાં હાથી-ઘોડાનો ફેર નથી ? એમના સૂક્ષ્મ રોમાંચક ભેદભાવ કોણે કોણે અનુભવ્યા નથી ? આપણી કાવ્યવાર્તાઓ કહે છે તેમ ભાગ્યવન્તને મસ્તકે હાથણી કેમ કળશ ઢાળતી ? ને હાથી નહી ? હાથીના દન્તુશૂળ કરતાં હાથિણીના નમણા-પણામાં અધિક ગુણપારખતા હશે ? માતાની હૈયાહુંફ, બ્હેનનું હાલરડું, પત્નીની ભાવનિર્ઝરતી વત્સલ શુશ્રૂષા દુનિયાના દેવમન્દિરે પણ દુર્લભ છે.

સન્નારીઓ ! રેલ્વે સીગ્નલને બે હાથ હોય છે ને સઉએ દીઠા છે; અને એ એકએક હાથ એકએક ભયસ્થાન દાખવે છે. એવા કલાસ્વામિના જીવનવૃતને પણ પ્રધાનતઃ બે ભયસ્થાન છે. એ ભયસ્થાનની સીગ્નલો ન દાખવાય તો આજે એટલી અધુરપ રહે. મ્હારી દ્રષ્ટિ ઘરડી થઈ હશે, કદાચ રખેને ભૂલતી હશે; પણ મ્હારી સંસારઅવ-લોકનદ્રષ્ટિને આજનાં નારીજીવનનાં બે પ્રધાન ભયસ્થાન ભાસે છે.

પ્રથમ તો એ કે દેખાદેખીના શેઠાણીવેડા વધતા જાય છે, ખોટી નાજુકાઈની ભરતી ચ્હડે છે, ઘરકામના સુગાળવાવેડા વધે છે; ને પરિણામે Work is Worship એ સંસારી મહાસૂત્ર ભૂલાતું જાય છે. 'ઘરકામ કરિયે તો હાથની ફૂલપાંખડીઓ બરછટ થઈ જાય' એ કુમારિકા ઉરમાં પ્રવેશતો નવભાવ છે. 'શું અમે ત્હમારી નોકરડીઓ છીએ?' એ પત્નીઉરમાં પ્રવેશતો નવભાવ છે. ખરૂખોટું તો ભગવાન જાણે; કોઈની યે ઘરવાતો બહાર સ્પષ્ટભાવે કેટલીક આવે છે? પણ સાંભળ્યું છે કે ચારપાંચ કલાક શાળામાં ગોંધાઈ, પરસેવો ઉતારી, કુટુંબવેલ કાજે કમાનારાએ ઘેર આવીને પત્નીને ચ્હા કરી લાવવાનું કહ્યું ત્હેમાં ત્હેમનું ઘર ભાગ્યું તે જીવતે જીવત તો પાછું સન્ધાયું નહી. 'શું અમે ત્હમારી ચાકરડીઓ છીએ!' ના, ના; ઘરનો મ્હોટો ચાકર તો એ કે જે દસ વાગ્યાની લોકલમાં દોડે ને સન્ધ્યાકાળે પાછો વળે; ઓફીસે કે બજારમાં પરસેવો નિતારે, કમાય, કુટુંબવેલનું ભરણપોષણ કરે, ને બાઈ સાહેબને શણગારે–સજાવે.

પરમ સત્ય તો એ છે કે પતિ ને પત્ની પરસ્પરનાં ને કુટુંબવેલનાં ચાકર છે.

ઘરકામ એ કુળપૂજા છે એ સંસારશાસ્ત્રનો ત્રિકાળાબાધિત પરમ સિદ્ધાન્ત આજ ભૂલાતો જાય છે. આપણો સામળ કહે છે કે શેઠાણીઓ ત્ય્હારે કામ કરતી ને નગરશેઠપુત્રીઓ ત્ય્હારે પાણી ભરવા જતી. પ્રેમાનન્દ કહે છે કે સુવર્ણદ્વારકાના સ્વામીની પટરાણીઓએ સુદામાજીની સેવાશુશ્રૂષા કીધાં હતાં.

અને આ તો આંધળા અનુકરણવેડાનો નવયુગનો નવરોગ છે. એ મુંબઈનો જ નવરોગ નથી, ગુજરાતનો જ નવરોગ નથી, સમસ્ત ભારતનો નવરોગ છે. હિન્દવાસી યૂરોપી અમલદારપત્નીઓનો આ અનુકરણિયો રોગ છે. કલેક્ટર કે કમીશ્નરપત્નીને દસબારનું નોકરમંડળ હોય છે; અને એ નારીમંડળ આપણા દેશમાં અલ્પ ઘરકામ કરે છે એ ખરું. એટલે આપણું યે કેટલુંક નારીમંડળ એ રવાડે ચ્હડયું કે અલ્પ ઘરકામ કરે એ સંસ્કારિતા અને ખાનદાનીનું ફરજંદ. અને એમ 'ઘરકામ તે કુળપૂજા' એ ભૂલાયું. એવી સુકુમારતા સેવતીઓને મ્હારે તો બે વાનાં કહેવાનાં છે. એક તો એ કે શિવનેરીના કિલ્લામાં કો નવશિવાજીની કે કોમલમેરના ગિરિદુર્ગમાં કો અભિનવ પ્રતાપની જન્મદાત્રીઓ શું એવી કોમળાંગીઓ થશે ? નિજ રામની સંગાથે વનવાસમાં એવી નવસીતાઓ કેવીક ઘૂમશે ? અને બીજી વિનતિ એ છે કે એ કલેક્ટરપત્નીઓનાં ને કમીશ્નરપત્નીઓનાં વિલાયતવાસી ગૃહજીવન જઈને જોઈ આવો, અને પછી ત્હમારાં જીવતરનાં નવઘડતર ઘડો.

હમણાં આઠેક દિવસ ઉપર જ ઈંગ્રેજી છાપામાં વાંચ્યું કે ઈંગ્લાંડની રાજકુમારીઓને રાંધતાં શીખવાડે છે, ને મહારાણી સ્વયં Expert cook–નિપુણ રસોઈયણ છે.

ચોપાટીએ ને ફિરોઝશાહ બાગમાં તો ગયાં છો ને ? શ્રીમંતોનાં બાળકોને આયાઓની આંગળીએ લટકતાં તો દીઠાં છે ને ! અને ક્ય્હારેક ક્ય્હારેક આયા કોક બબરચી સંગાથે વાર્તાલાપમાં તલ્લીન હોય ત્ય્હારે અણસ્હમજુ

ગભરૂ બાળ પજવે તો–તો માતાપિતાનાં મોંઘામૂલાં બાળને ધોલ ખાતાં યે કદિક કદિક નિરખ્યાં છે ને?

આયાના હાથના એ ઉછેર. આયા જો મા થાય તો તો પછી–પણ બસ; આગળ નહી બોલું.

સન્નારીઓ! ઘરકામ એટલે કુલપૂજા એ સંસાર-શાસ્ત્રનું પરમ સૂત્ર મા ભૂલતાં.

એક ગોપીએ તો સ્વયં ભગવાનને ભાખ્યું હતું કે મ્હારે ઘરકામ છે એ મૂકીને નહિ આવું.

હો નન્દલાલ! નહીં રે આવું, ને ઘરે કામ છે.
કામ છે, કામ છે, કામ છે,
રે વ્હાલા!
નન્દલાલ! નહી રે આવું, ને ઘરે કામ છે;
હો નન્દલાલ! નહી રે આવું, ને ઘરે કામ છે,

અને નારીજગતનું બીજું ભયસ્થાન છે પેલી ઈંગ્રેજી લોકોક્તિમાં ભાખેલું છે તે કે All that glitters is not gold: પીળું એટલું સોનું નથી. સેતાન તેજસ્વી સર્પને રૂપે આવી ઇવને ભોળવી જાય. હોઠની લાલાશ લીપસ્ટીકની યે હોય; ગાલની ગુલાબી ગુલાબી રૂજરંગની યે હોય; મુખની ઉજળામણ ગોરા પાઉડરની યે હોય. ઉજળું એટલું દૂધ નથી હોતું. પુરૂષના ફાંકડાવેડા ઘડીકનાં નાટકી નાઝોનખરાં યે હોય.

શીત્તેરેક વર્ષ જૂનું–૧૮૬૭નું આપણું એક લોકઝીલાતું ગીત છેઃ

ભલો ભાળી ઉપરનો આભાસ રૂપે નવ રાચિયે;
તેના ગુણ તણો કરિયે તપાસ સદા બુદ્ધિ સાચિયે.

થાળે ભર્યું દૂધ થોરનું રે, ઉજળું અધિક પ્રમાણ;
ભેંશના દૂધથી દીસે ભલું રે, પીતાં પીનારના જાય પ્રાણ;
રૂપે નવ રાચિયે.
તેના ગુણ તણો કરિયે તપાસ સદા બુદ્ધિ સાચિયે.

* * *

કટકા કાચ બીલોરના રે સાકર સરખા શોભાય;
ભૂલથી ભોજનમાં ભેળવે રે, તો તે જમનારનો જીવ જાય;
રૂપે નવ રાચિયે.
તેના ગુણ તણો કરિયે તપાસ સદા બુદ્ધિ સાચિયે.

* * *

ધ્યાનમાં ઉભો બગ બાપડો રે, પૂરો તપસ્વી પ્રમાણ;
માછલીએ મુનિવર ગણ્યો રે, પાસે જઈને ખોયા તેણે પ્રાણ;
રૂપે નવ રાચિયે.
તેના ગુણ તણો કરિયે તપાસ સદા બુદ્ધિ સાચિયે.

× × ×

ઘૂંઘટ તાણે ઘણી લાજથી રે, અબળા એવી એક ઠામ;
નામ પૂછ્યું ત્ય્હારે નીસરી રે નારી ગુણકા ચંદા એનું નામ;
રૂપે નવ રાચિયે.
તેના ગુણ તણો કરિયે તપાસ સદા બુદ્ધિ સાચિયે.
વેનચરિત્ર

ત્ય્હારે ત્રિકાળગાજન્તો સાચો જગત્‌સિદ્ધાન્ત શો છે ?

ત્રિકાળાતીત પરમ જગત્‌સિદ્ધાન્ત :તો આજથી ત્રીશેક વર્ષો ઉપર જામનગરના એક જાગરણગીતમાં સાંભળ્યો હતો. આજ તો એમાંનું એક જ કાવ્યચરણ સ્મરણકુંજે ગુંજે છે, પણ એ અમરફળ સમું મીઠું છે કે

## રૂપથી ગુણ મ્હોટા રે.

પેલી ઈંગ્રેજી લોકવાણી સહસા સ્મરણે ચ્હડી આવે છે કે Handsome is who handsome does.

દેખાવ નહિ; ઉચ્ચારણ નહિ; આચરણ એ જ સાચો સૌના જીવનનો બોલ.

કલાસ્વામિનીનો જીવનબોલ કલા હોય, રસિકતા હોય, સૌન્દર્ય હોય. એના બોલમાં ફૂલ ઝરે, એને પગલે કુંકુમપગલીઓ પડે. ફૂલડાંની છાબ આવે ને આ સભાગૃહ મઘમઘી ઉઠે એમ એને પધારવે સંસાર મઘમઘી ઉઠે.

ગુજરાતે જૂવો કે ભારતવર્ષમાં જૂવો; યૂરોપમાં નિહાળો કે અમેરિકામાં નિહાળો; પેરીસમાં નિરખો કે મુંબઈમાં નિરખો; કાશ્મીરની સૌન્દર્યપુત્રીને પેખો કે જમનાઘાટની ગોપિકાને પેખો; ઉજ્જયિનીની કાલિદાસરસાંગનાને દેખો કે અલકામાં જઈ અલકાની અલકકિશોરીઓને દેખો; સુન્દરીનાં પરિધાનમાં, અભુષણમાં, અંગમરોડમાં, શણગારસજાવટમાં, દૃષ્ટિપાતમાં, ગતિડોલનમાં, ગીતમાં, બોલની મધુરપમાં એ કલાસ્વામિનીની સૌન્દર્યકલા વીજળવેલ સમી ક્ષણે ક્ષણે ઝબકે છે.

વાળીઝાડીને નોકર ઓરડો ગોઠવે; માળી આવીને ફૂલદાનને ભરી જાય; નોકરડી આવીને બ્હારીપડદાને સંકેલી જાય: અને પછી એ ઓરડામાં ગૃહરાણીજી પધારે. ટેબલ-ઝૂલની વળી ગયેલી કોર સમી કરે, કોક ફૂલપાંખડીને સંકોરે ને સચેત કરે, બ્હારીપડદાની પાટલી સમારી આવતાં અજવાળાં સવાયાં કરે. એવા એવા સુકુમાર સૌન્દર્યના

સ્પર્શ ઓરડાને અર્પે. નોકર ઓરડાને ગોઠવે છે; ગૃહરાણી ઓરડાને શણગારે છે.

એક સ્હવારે નોકરે ધોયેલું પ્હેરણ આપ્યું, તો ચારમાંથી બે દોરાનાં બોરિયાં જ ન મળે. બીજી સ્હવારે ગૃહરાણીએ ધોયેલો કોટ આપ્યો, તો ગળાના આંકડાનું નાકુ ને ગજવાની ઉપલી જમણી કોરને નવબખિયા નિરખાયા; એવા કોના કોના અનુભવબોલ નથી? એ છે ગૃહરાણીના ગૃહભાવ.

સુન્દરી એટલે કલાસ્વામિની; અને સૌન્દર્ય એટલે કલાભાવનાનો જીવનવાડીઓમાં અવતાર. સુન્દરીનો આત્મા સકળ સુન્દર કલાઓનું અધિષ્ઠાન અને અધિષ્ઠાતા છે.

પણ એ સૌન્દર્યની અધિષ્ઠાત્રી રસદેવીનો રાજમહેલ છે ક્ય્હાં? વ્યાખ્યાનના આરંભનો આપણો મૂળ પ્રશ્ન તો વ્યાખ્યાનઅન્તે યે અનુત્તર જ રહ્યો છે.

વિશ્વમંડળે કલાસ્વામિની સરજીને વિશ્વંભર કલાનાથે જાણે હાથ ધોઈ નાંખ્યા છે. પણ એ કલાસ્વામિનીનો કલાદેશ કિયો?

આપણો આદિ પ્રશ્ન અન્તે યે અનુત્તર છે.

કિયે ઠામે મોહિની? ન જાણી,

જગમોહના!

કિયે ઠામે મોહિની? ન જાણી.

કલાપૂજકો તો બુદ્ધિપાંગળા છે. કલાસ્વામિનીઓ યે શું પાંખપાંગળી છે કે એ રસનો કોયડો અનુત્તર રહેશે?

સુન્દરી કલાસ્વામિની છે. અમે કવિતા લખિયે છીયે,

ત્હમે કવિતા જીવો છો; અમે નવરંગ ચિત્રો ચીતરિયે છીએ, ત્હમે સ્વયં પરમેશ્વરચીતર્યાં દેવરંગી ચિત્રો છો.

સુન્દરીઓ ! જીવનની સાર્થકતા ને સફળતા ત્ય્હારે જ માનજો કે જય્હારે વરને, વીરને, પિતાને, પુત્રને–નરને નીવડાવો ત્ય્હારે.

નરને નીવડાવનાર નારિ ! તું નારાયણી.

નરને નીવડાવે તે નારાયણી નાર.

કિયે ઠામે મોહિની ! ન જાણી,

જગમોહના !

કિયે ઠામે મોહિની ! ન જાણી.

અને હો ય એટલું તો જાણું છું કે વિશ્વમંડળને, સ્વયં નારાયણને સુન્દરતાથી સજનારી સુન્દરી ! તું કલા-સ્વામિની છો.

સુન્દરી ! ત્હારૂં નામ કલા.



રાજવંશનો રક્ષણહાર

ને

દેશનો શણગારણહાર

શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ

શ્રી મહાવીર જૈન વિદ્યાલય

શ્રી મુંબઈ માંગરોળ જૈન સભા

શ્રી જૈન યુવક સંઘ, મુંબઈ

આસો શુદ ૨, સં. ૧૯૯૩; બુધવાર; ૬ઠ્ઠી ઓકટોબર ૧૯૩૭

કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.

કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે;
કે તારલીઓ ટોળે મળી નભચોક;
કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.

કે ચન્દનીએ વેરેલ તેજનાં ફૂલડાં રે;
કે ફૂલડાંની ફોરમ ઝીલે નરલોક;
કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.

કે છેલડ છૂટાં મ્હેલે છોગલાં રે;
કે સુન્દરી છૂટી મ્હેલે વેણુ;
કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.

કે વ્હાલમની વિલસે વ્હાલપની આંખડી રે;
કે એહવું વિલસે ચન્દ્ર કેરૂં નેણુ;
કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.

કે ચન્દ્રમાએ બાંધ્યા દિશાઓના ટોડલા રે;
કે ટોડલે ટોડલે તેજની વેલ;
કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે;

કે કિરણે કિરણે અમૃત દેવનાં રે;
કે એહ જલે હુંય ભરૂં હૈયાહેલ;
કે આભમાં તોરણ બન્ધાણું ત્રિલોકનાં રે.

---

આપની એક આત્મમૂલી સઝાય છે;
દેવરિયા મુનિવર ! ધ્યાનમાં રહેજો.

રહનેમીજીએ સંસાર ત્યાગ્યો, ભેખ અંગિકાર્યો, મહેલ છોડી વન વસાવ્યું. પછી એકદા પર્વતોમાં વર્ષાધારાઓ વરસી, અને સાધ્વી રાજેમતી અને વનવાસી રહનેમીજી કો ગુફામાં ભીને વસ્ત્રે છત્ર શોધતાં આવી ચ્હડયાં. સૂરજનાં સોનાં ચોમેર ઢોળાતાં હતાં. રાજેમતીજી ગુફા વચ્ચે ઉભાં હતાં. આછી–આછેરી જાદરઝીણી વાદળી સમાં જળભીનાં પરિધાનમાંથી ચન્દ્રની કિરણજ્યોતો રાજુલનાં રૂપરંગો ઉછાળતાં હતાં. ક્ષણેક–અધક્ષણેક સંસારસોહાગિયો એ નવજોગી સાધ્વીજીની સૌન્દર્યલહરિઓમાં રમતી અંગલીલાને નિરખી રહ્યો. રાજુલે જોયું, ને જાણ્યું, કે ગજબ થાય છે. સહસા કોયલ ટહૂકે કે વાંસળી બોલે કે આકાશવાણી થાય એમ રાજુલ–સતી રાજેમતીજી પોકારી ઉઠયાં કે

દેવરિયા મુનિવર ! ધ્યાનમાં રહેજો.

રાજેમતીનો એ ટહૂકાર તે જૈન ધર્મનો ત્રિકાળનો ટહૂકાર. જૈન ધર્મ એટલે ધ્યાન ધર્મ–સંયમ ધર્મ. જૈન એટલે વિજેતા. કોનો વિજેતા ? ઈન્દ્રિયગ્રામના મહાવેગોનો વિજેતા. એકાદશે ઇન્દ્રિયોના ઝંઝાવાતો અને ગુરૂત્વાકર્ષણોને જીતે, નિજને સંયમની લગામ ચ્હડાવે તે જૈન. મહાવીર સ્વામી કહે છે કે જૈન એટલે જીતેન્દ્રિય. કાળની ગુફામાંથી આજે યે રાજેમતી ટહૂકે છે કે

દેવરિયા મુનિવર ! ધ્યાનમાં રહેજો.

રાજુલ કુમારીનો એ બોલ છે જૈન ધર્મનો સનાતન

બોલ. એક શબ્દમાં જૈન ધર્મને સારવવો હોય તો એ મહાશબ્દ છે સંજમ. જૈન ધર્મ એટલે સંજમ ધર્મ.

જૈનના આચારમાં વિચારમાં, કલામાં કવિતામાં સાહિત્યમાં, ધર્મમાં સંસ્કૃતિમાં સંસ્કારમાં ચક્રવતીનો રાજધ્વજ ફરકાવે છે સંજમભાવના.

જૈન સંઘ ! આવો. ત્હમને ત્હમારી સંસ્કૃતિના રેખાચિત્રનું આછુંપાતળું દર્શન કરાવું. મ્હારે તો પચ્ચાસ મિનિટમાં આજ પચ્ચાસ સદીઓની સંસ્કારકથા સંભરવાની છે.

આંબાની સહુ ડાળેઃ સરખી કે સરખી મ્હોરેલી કોણે દીઠી છે ? કિયા દેશની સહુ નદીઓ કે નગરીઓ સરખી છે ? કિયા કુટુંબમાંડવડે સન્તાનોને સમાન વયનાં દીઠાં ? ગુર્જર મહાપ્રજાના આંબાની યે શાખા–પ્રશાખાઓ છે, અને સહુ એકસરખી મ્હોરેલી–પ્રપુલ્લેલી–ફળેલી નથી. સૂર્ય ને ચન્દ્રની પેઠે સહુસહુની વિશેષતાઓ છે. બ્રાહ્મણ સંસ્કૃતિ, બૌદ્ધ સંસ્કૃતિ, જૈન સંસ્કૃતિ, વૈષ્ણવ સંસ્કૃતિઓનાં થર ગૂંથાઈને ગુજરાતની મહાસંસ્કૃતિ ઘડાઈ છે. પાછળથી મંહી પારસી, ઈસ્લામી, ખ્રીસ્તી સંસ્કૃતિઓના યે પરદેશી રંગોળીરંગો-પૂરાયા. સૂર્યનું કિરણ સપ્તરંગીલું છે તેમ ગુજરાતની મહાસંસ્કૃતિનાં તેજકિરણ પણ સપ્તરંગીલાં છે. આજના આપણા જૈન સમારંભમાં ગુર્જર સંસ્કૃતિમાંના જૈન રંગોના રેખાદર્શન પૂરતી વિચારણા સ્થાને જ ગણાશે. લક્ષ્મીના ઉદારતાના સાહિત્યના ઇતિહાસના કલાના ધર્મના જૈન રંગોની રંગોળી ગુર્જર દેશે મહાનુભાવિતાના તેજે તેજસ્વી છે. ચાલો; ઝીલાય તેટલાં એ તેજ ઝીલિયે.

ભારતના ૩૫ કરોડમાં ૧૫ લાખ જૈન જનતા; ગુજરાતના ૧। કરોડમાં પાંચેક લાખ મહાવીરનો સંઘ-સમુદાય. માંડ ચાર ટકા થયો. પણ સાળુને કોરપાલવ કેવકેવડા હોય છે? અંગને આભૂષણો શણગારે છે એ અંગોને કેટકેટલાંક ઢાંકે છે? સોહાગણના સૌભાગ્યની ચન્દનચૂડી કે કુંકુમચન્દ્રક સારી દેહવેલડને આચ્છાદતાં નથી. ન્હાનો પણ રાઈનો દાણો; એવો ન્હાનો પણ વીરનો બાળ ઈતિહાસની કાળકુંજોમાં રમેભમે છે.

આવો; એ જૈન ઈતિહાસની ગુર્જર કુંજનિકુંજો આજ નિહાળિયે. કલામય છે, કવિતામય છે, તપશ્ચર્યામય છે. એ ઈતિહાસની કુંજોમાં સમર્થો વસતા.

જૈનોની પ્રથમ ઈતિહાસસેવા તે તો ગુજરાતના રાજવંશની સંરક્ષણા. કાળના કોપની કપરી વેળાઓએ, બે મહાઅવસરોએ જૈન સંઘે રાજવંશની અમરવેલને સંરક્ષી છે. પંચાસર પડયું, જયશિખરી રણમાં રોળાયો, ગુજરાતની રત્નગર્ભા મહારાણી વનવગડે રઝળતી થઈ, અરિદળનાં ધાડાં સીમ શોધતાં ઘૂમતાં હતાં; ત્હારે ચાવડા વંશની વંશવેલડ સજીવન કોણે રાખી હતી? એક જૈન મુનિ–સૂરિએ. ગુજરાતના રાજવંશના રક્ષણહારા હતા સાધુવર શીલગુણ સૂરી. શીલગુણ સૂરીએ બાળ વનરાજને નિજ ઉપાશ્રયમાં આશરો આપ્યો અને ઉછેર્યો; અણહિલ્લપુર પાટણની સ્થાપનાની મુહૂર્તઘડી જોઇ આપી; અને ગુર્જર રાજવંશની ગુર્જર રાજસિંહાસને પુનઃસ્થાપના કીધી. શીલગુણ સૂરી હોત નહિ, તો કદાચ વનરાજ હોત નહિ,

પાટણ હોત નહિ. તો ઇતિહાસનાં વહેણ કઈ દિશામાં વહતાં હોત ? ઈ. સ. ૭૪૬ થી ૧૪૧૧–સ્હાડા છસ્સો વર્ષથી અધિકાં શીલગુણ સૂરીએ ઈતિહાસનાં વહેણ સરસ્વતીને આરે પાટણપુરમાંથી વહાવ્યાં.

ગુજરાતની ક્ષત્રિયવટને શીલગુણ સૂરીએ માત્ર સંરક્ષી નથી; પણ પુનઃસ્થાપી, પ્રોજ્જવળાવી, ઇતિહાસયશસ્વી કીધી. શીલગુણ સૂરીએ કાળપ્રવાહ બદલ્યો.

અને બીજો એવો કાળનો કપરો અવસર આવ્યો હતો મહારાજ સિદ્ધરાજ જયસિંહના મહાકીર્તિવન્તા રાજયુગમાં. અણહિલ્લપુર પાટણની ઈતિહાસયશસ્વિતાનો એ સુવર્ણયુગ. પૂર્વે માળવા, પશ્ચિમે ગિરિનગર, ઉત્તરે ઝાલોર ને દક્ષિણે શૂર્પારક ને તૈલંગાણા પર્યન્તનું ચારે દિશામંડળ જીતતો ગુજરાતનો જયધ્વજ ત્ય્હારે ફરકતો હતો. ગુર્જરોનાં જહાજો સાગર ખેડતાં હતાં. અણહિલ્લપુર પાટણ જયનાદે ગાજતું એથી અધિકું ત્ય્હારે વિદ્યાનાદે ગાજતું. દ્વાશ્રય મહાકાવ્યના ને પાણીનિ સમોવડ પ્રાકૃત અષ્ટાધ્યાયીના પ્રણેતા શ્રી હેમચન્દ્રાચાર્ય ત્ય્હારે પાટણમાં વિરાજતા, ને કલિકાળસર્વજ્ઞના બિરદધારી હતા. મહાજયધ્વજી જૈનેતર સિદ્ધરાજ મહારાજ પણ હેમચન્દ્રાચાર્યને વન્દતાપૂજતા. જયની લક્ષ્મીની વિદ્યાની વીરત્વની કવિતાની જાહોજલાલીની સાગરઉર્મિઓ ત્ય્હારે પાટણમાં ઉછળતી. પણ પાટણના રાજપ્રાસાદે એક મહાઉણપ હતી કે રાજવંશને રાજયુવરાજ ન હતો; રાજમહેલ રાજબાળ સૂનો હતો. સિદ્ધરાજ જયસિંહના જયવન્તા જીવનદેશમાં

એ પરાજયનો પ્રારબ્ધખેલ હતો. પુત્ર નહિ તો ભત્રીજો એમ મહારાજની મહાનુભાવિતાએ મન ન્હોતું વાળ્યું; પણ ઉલટગંગાની પેઠે જયસિંહની બળબળતી હૈયાઝાળો કુમારપાળ ઉપર ઉતરી. સિદ્ધરાજના કોપાગ્નિમાંથી જીવ ઉગારવાને કુમારપાળને ભાગવું પડતું, ભટકવું પડતું. રાજકોપને એ આકરે અવસરે પણ હેમચંદ્ર સૂરીએ આગમ જોયાં કે આવતી કાલના ગુર્જરેશ્વર મહારાજ કુમારપાળ છે; અને એ વગડાવાસી ગુર્જર યુવરાજની સેવા સંરક્ષણા ને સહાયતા કીધી.

શીલગુણ સૂરી અને હેમચન્દ્ર સૂરી ગુર્જર રાજવંશનાં આગમ વાંચતા, જતન કરતા, ને રાજવંશની અમરવેલને સજીવન રાખતા.

ઈતિહાસ કહે છે કે જૈન સંઘ એટલે ગુર્જર રાજ-વંશનો રક્ષણહાર.

આપણી એક લોકોકિત છે કે ચૌટામાં કાં તો શાહ, કાં તો બાદશાહ; એટલે કે બજારમાં બેની આણ પ્રવર્તે, એક શાહની કે એક બાદશાહની. શાહ એટલે નગરશેઠ. નગરીના નગરશેઠ એટલે Lord Mayor, સકળ નગર મહાજનોના પ્રમુખ. આજે યે લંડન નગરીમાં નગરશેઠ કૂંચીઓ આપે ત્યહારે રાજ્યાભિષેકની તિથિએ રાજવીથી લંડનપ્રવેશ કરાય છે. અમદાવાદના નગરશેઠવંશનો સવિસ્તર ઇતિહાસ લખાય તો જૈન મહાજનિયાનો ઈતિહાસ ગુજરાત ભણે. અમદાવાદના માણેકચોકનો પુરાતન મહાજનિયો એક અજબ વહત હતો. લંડનમાં, પારીસમાં, ન્યૂયોર્કમાં

એની બાન્ધવબેલડી જડવી દુર્લભ. હજી હવે છપાનારા કવીશ્વર દલપતરામના ત્રીજા ભાગના સંસારવાડીમાંના ૭ માં પ્રકરણમાં એક કાંડિકા છે;

'અમદાવાદના માણુકચોકનો મહાજનિયો દુનિયાંનો એક અજબ પુરુષ છે. જગતભરમાં કદાચ એની જોડ જડવી દુર્લભ હશે. ઉદ્યોગી, ખંતીલો, હોંશીલો, ધૂળમાંથી એ સોનું સરજે છે. ત્રેવડ એનો ત્રીજો ભાઈ છે. કડદો-Compromice એના સંસારપન્થનો ભાતામન્ત્ર છે. એટલા એના આદર આપે; ચોગઠામાં એની ક્લબ ભરાય; ચોકમાં એનાં જમણ થાય. અગાસી એનો પતંગમાળ અને હવા-મહેલ-પરસાળ એનો સરઅવસરનો ખંડઃ એ ખંડમાં સત્કારસન્માન અર્પાય, એમાં મન્દવાડ મણાય, એમાં મરણપથારીએ પોઢાય, એમાં ગોત્રજ મંડાય. એમ પરસાળ એટલે કુટુંબવાસનો સરઅવસરનો ખંડ. અમદાવાદી મહા-જનિયો કંજુસ નહોતો, કરકસરિયો હતો; ઉડાઉ નહોતો, કોડીલો હતો. 'વાણિયો વરઘોડે ને બ્રાહ્મણ વરે' ત્ય્હારે છલકાઇ જતા. આછી સંપતે એ ઉજળો હતો. એ ઘાંટા પાડે, કરડે નહિ. માથા કરતાં એની પાઘડી મ્હોટી હતી. ચોટામાં શાહની ને રાજદરબારે બાદશાહની ત્ય્હારે આણ પ્રવર્તતી. એના પગમાં પગરખાં હોય કે ન હોય. ડામર નહિ, પણ છાંયડોપાથર્યા ત્ય્હારના અમદાવાદના રાજમાર્ગોમાં મધ્યાહ્નના એકાદ પ્રહર શિવાય જોડા જીવનની જરૂરિયાત ન્હોતા ગણાતા, મ્હોટપની શોભા મનાતા. એના પગમાં જોડા ન હોય, પણ ખેસને ખાસ્સી હીરકોરી કોર હોય. સંપત્તિ કરતાં એનો સમાસ અધિકો હતો. સજ્જનનું પરમ લક્ષણ એ છે ને ?—સમાસ.'

મુંબઈના શેરબજારિયાની એક આંખ ઉન્માદ ભરેલી હોય છે, પણ બીજી આંખ નમનતાઈથી નમણી હોય છે. કો પ્રેમચન્દ રાયચન્દ બજારમાં પધારે તો એના ઉરભાવ દેવપૂજાના ભાવે ઉભરાય. પ્રેમાભાઇ કે હેમાભાઈ પ્રત્યેનાં અમદાવાદના માણેકચોકનાં માનસન્માનભાવ એનાં તો લંડનના લોર્ડ મેયરને યે સ્વપ્નાં આવે. એની દૃષ્ટિ દેશોને ઓળંગતી, સાગરો ઉપર ઝઝૂમતી, ગિરિશૃંગોએ ચ્હડતી–ઉતરતી. આજે જહાજ ખંભાત બંદરે નાંગર્યાં ને કાલે ઠલવાયાં; પરમે માળવાની વણઝાર આવી ને પેલે દિવસે પાટણના તરપોળિયોમાં તપીઈ. આજકાલની વાતો વિચારશો ? ફોર્ડ રોકફેલર કાર્નેગીનાં જીવનવૃત્તો નવશિક્ષિતો ભણે છે. ભલે ભણો; પરદેશના ગુણભંડાર કે જ્ઞાનભંડાર અવગણવાના નથી. પણ દેશને ભોગે પરદેશ ભણવો એ તો માને મૂકી પાડોશણને ધાવવા જેવું છે. ઘરની વાતો ભૂલીને પરદેશનું ભણવું એ પરદેશીઓએ કેટકેટલુંક કીધું ? મસ્કતના મોતીબ્હારામાં નસીબ અજમાવી રંક્તામાંથી ૫૦ લાખના આસામી સૂરતીઅમદાવાદીઓ આ જમાનામાં થયાનું નથી જાણ્યું ? માસિક ખાસ્સા રૂપીયા ૩ ના પગારથી જીંદગી આરંભી આજ દશ કરોડનું વીલ કરનાર ગુર્જરપુત્ર નથી સાંભળ્યા ? કરોડ–કરોડનો પાસો ખેલનારા ગુર્જર શાહસોદાગરો મ્હારી ને ત્હમારી હયાતીમાં નથી થયા ? આ મહીને શીત્તેર લાખ કમાયા અને આવતે મહીને એંશી લાખ ખોયા એ ગઈ કાલની જ વાત નથી ? વતનમાંથી મુંબઈ આવવા રેલભાડુ ન હતું એ ઉછીતું લઇને આવ્યા; કોક ભાગ્યશાળી

તિથિએ એંશીક લાખ કમાયા; બીજા ભાગ્યહીન દિવસે ચ્હડેલી ભરતી ઓસરી ગઈ–રહ્યો માત્ર એકીકલમે ઉતરાવેલો, ડહાપણના દીવા સમો, પાંચેક લાખનો વીમોઃ એ ગઈ સ્હાંજની વાત છે. ગુજરાતનું વૈશ્ય Romance આજે યે કરમાણું નથી. સૂરતનું ગોપીપરૂં ને અમદાવાદનો ઝવેરીવાડો નગરીનગરીના ઝવેરીવાડા જ છે. ઘઉંબાજરીથી માંડીને હીરામોતીના સોદાઓનો સાગરસફરી શાહસોદાગર એટલે જૈન મહાજનિયો. ધનની નદીઓ દેશમાં વાળે ને પાટણને આરે સરસ્વતી વહેતી એવી લક્ષ્મીની સરિતાઓ વહેવડાવે. જૈન મહાજનિયો એટલે વ્યાપારી સાહસ ને નગરીનો નગરશેઠ.

અને એ લક્ષ્મીની સરિતાઓ, સરસ્વતી નદીની પેઠે, પાછી ધરતીમાં જ સમાઇ જતી? કે મુંબઇની પેઠે પાછો દરિયો પૂરવાને દોડતી? ના, ના; મેલોઘેલો સુદામાજી કે કાલોઘેલો ગુજરાતી ત્ય્હારે એવો ગાંડો ન્હોતો. દુષ્કાળની ઝાળો પ્રગટતી,તો જગડૂ શાહ ઇન્દ્રાધાર ધનવરસાદ વરસાવીને ઠારતા.ગિરનાર, તારંગા, સિદ્ધાચળ, અર્બુદાચળનાં આપણાં ગિરિશિખરોને એણે શણગાર્યા શોભાવ્યાં, શિખરશિખરે એણે ધર્મનગરીઓ વસાવી. પત્થરમાં કવિતાઓ કોતરાવી; શિલાઓમાં અમર કલામન્ત્રો લખાવ્યા. વસ્તુપાળતેજપાળનાં આબૂમન્દિરોને તો, ફરગ્યૂસન કહે છે કે, જમનાતટના તાજની કવિતાકલા યે ઝંખવી શકે નહિ. દિલ્હી આગ્રા ફતેહપુર સીક્રીમાં અકબરશાહ ને શાહજહાંન શાહ, જગતઇતિહાસના બે મહાકલાપૂજક

શાહાનશાહો, અમર આરસકવિતાઓ લખાવી ગયા છે; ગિરનાર સિદ્ધાચળ ને અર્બુદાચળનાં શિખરશિખરે ગગનમંડળ શું વાતો કરતી અમર આરસકવિતાઓ ગુજરાતના શાહો લખાવી ગયા છે.અને કલોલની કનેના વનવગડામાં,શેરીસામાં, ગઇ કાલે જ પાંચેક લાખના મન્દિરમાળ નથી રચાયા ? જાવ ને સ્થાપો તો એક કાલેજ સમાય. પગથાર જૂવો તો સરધારી ધાર જેટલો ઉંચો. એ વનવગડા ને ગિરિશિખરોનાં જેવાં જ શાહે શહેરોને શણગાર્યાં છે. નગરનગરે જ નહિ; મહોલ્લે મહોલ્લે જૈન દેહરાસરો ગુજરાતભરમાં મંડાયેલાં છે, જે નગરીના શણગાર છે. અમદાવાદના જૈનમન્દિરો અમદાવાદની સૈકાઓની શોભા છે. અમદાવાદની એક પોળ તે અમારી હાજા પટેલની પોળ; અને વડલાની શાખાપ્રશાખાઓ સમી હાજા પટેલની પોળમાં છે નવ પોળો. એ નવ પોળમંડળમાં પાંચછએક જૈન મન્દિરો છે. સહુમાં કેસર ઘોળાય છે ને પરિમળના ભભકાર ભભૂકે છે; સહુમાં યથાશક્તિ કલાની કવિતા ચિરસ્થાઇ છે. દિલની દિલાવરીની ચિરંજીવ સાક્ષીરૂપ છે.

જન એટલે અઢળક કલાકવિતાથી દેશને શણગારણહારો.

અને જૈન એટલે વરઘોડાઓ. વીસ વીસ—ચાલીસ ચાલીસ હજારની માનવમેદની જૈન વરઘોડા જોવાને અમદાવાદમાં મળતી; બે બે કલાક પૂર્વથી જઈ ઉમંગીલી આંખે અમ બાળમંડળી એ જૈન વરઘોડાની વાટ નિહાળતી.પ્રથમ ઇન્દ્રધ્વજ ડોલતો ડોલતો આવે; જાણે સરવનું ઝાડ ચાલતું આવ્યું. પછી વાણિયાના પુત્રો અલબેલા રાજકુમારો થયા હોય એ

ઘોડીલા નચવન્તા આવે. કોઈ રાજા હોય, કોઈ રાજકુમાર હોય, કોઈ સામંતવરે હોય. ધ્વજાપતાકાઓ ફરફરતી હોય; નિશાનડંકા ગાજતા હોય. સાજનમહાજનની આગલી હરોળ હોય તેજવસ્ત્રધારી ધર્મતેજસ્વી સાધુમંડળની; એમની પાછલી હરોળમાં હોય ધીમી હંસપગલીએ નગરીની ધરતીને માપતા નગરશેઠપ્રમુખ નગરીના મહાજનો. સાધુતાને લક્ષ્મી એમ નીચાં નમણે વન્દતી ત્ય્હારે. છેલ્લે છેલ્લે આવતો રત્નજડચો નકસીદાર સોનલરૂપલા દેવરથ; નાજુક ને નમણો; સોનાશીંગડિયાળા ને જરિયાન ઝૂલો ઝૂલન્તા, દૂધવર્ણો, બે બાળગોણિયા જોડેલો. જોવા બેઠેલું સકળ જૈનમંડળ દેવરથ દીઠે ખડું થઇ જાય, રથને ને રથબેઠા દેવને વન્દેપ્રણમે. દેવરથના પાછળ પાછળ, રૂપની વેલીઓ સમી, સોનારૂપાના કળશધારિણી શ્રાવિકાઓનો સુંદરીસંઘ સુન્દરતાની પગલીએ સંચરતો હોય. અમદાવાદની ત્ય્હારની સવા લાખની વસ્તીમાંથી, જૈન અને જૈનેતર, વીસત્રીસ હજારની સ્ત્રીપુરૂષની મેદની એ વરઘોડાઓનાં દર્શનાર્થે ઉલટતી. જૈન વરઘોડો એટલે કલાનું સુન્દરતાનું ધાર્મિકતાનું જાણે નગરઘૂમતું પ્રદર્શન. ચક્રવર્તી મહારાજ અશોકવર્ધનનો એ ધર્મવારસો. અશોકદેવના ધર્મવારસાથી બાવીસબાવીસ સદીઓથી આપણી નગરીઓ આજ ગાજે છે.

અને જૈન એટલે મધ્ય યુગના પ્રથમ પ્રહરનું ગુજરાતી સાહિત્ય. નરસિંહ મહેતાએ વૈષ્ણવતા ગાઈ ને ગવરાવી. એ પૂર્વેનાં હજારેક વર્ષ એટલે ગુજરાતનું જૈન સાહિત્ય. ઈસ્વી ૪૫૦ની આસપાસ વલ્લભીપુરમાં કલ્પસૂત્રની પાઠાવલિ

અક્ષરમાળામાં ઉતરી ત્ય્હારથી નિર્ગ્રન્થી જૈન ગ્રન્થભંડારી થયો; અને ૧૪૭૦–૭૧ માં કેદારાની ધા સાંભળીને રા' માંડલિકના રાજદરબારમાં શ્રી હરિએ નરસૈયાને હાર આપ્યો; એ અન્તરિયાળનાં એક હજાર વર્ષ એટલે પૂનમપૂનમની અખંડ ને અવિરામ સાગરભરતીઓ સમી જૈન સાહિત્યની શારદ ઋતુ. એવી દીર્ઘ સાહિત્યપરિપાકની શારદ ઋતુઓ જગતઈતિહાસે વિરલ હશે. અને કોક ફૂલવાડીમાંની વિવિધતા સમી એ જૈનસાહિત્યવાડીની વિવિધતા યે અદ્ભુત હતી. જંતરમંતર અને જ્યોતિષ્ગણિતથી માંડીને ફિલસુફીની ગહન જ્ઞાનચર્ચા ને કવિતાની આકાશગામિની પાંખોનાં ઉડવાં એ સાહિત્યદેશમાં છે. ૮૫ વર્ષ પૂર્વે, ૧૮૫૨ માં, દલપતફારબસ ઉઘાડવાને ગયા હતા ત્ય્હારે પાટણના સરસ્વતીભંડાર ઉઘડ્યા હોત તો ગયા આઠ દાયકાઓમાં ગુજરાતને ને દુનિયાંને અદ્ભુત જ્ઞાનવારસો સાંપડ્યો હોત. એ જ્ઞાનભંડારોમાં ધર્મશાસ્ત્રો, ધર્મના રાસાઓ, ઈતિહાસના રાસાઓ પ્રધાન ગ્રન્થો હતા. છતાં હેમચન્દ્રાચાર્યનું દ્વાશ્રય મહાકાવ્ય અને મેરૂતુંગાચાર્યની પ્રબન્ધચિન્તામણિ સરખા ઈતિહાસગ્રન્થો પણ હતા. જૈન સંઘ ગુજરાતનો ઇતિહાસ ઘડતો તેમ ગુજરાતનો ઈતિહાસ લખતો પણ હતો.

જૈન સંઘ એટલે ચતુર્વિધ સંઘ. રાજસિંહાસનની પેઠે એ ધર્મસિંહાસનને યે ચાર છે પુણ્યપાયાઓ; સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા. એનું એકે અંગ સરમુખ્યાર નહિ; ચારે દિશાઓની ચતુર્વિધ જ્યોત મળે ત્ય્હારે તે સર્વસંગમ

ધર્મચક્રવર્તી થાય. પુણ્ય ને પાપના ભેદ એ એમનો ધર્મોપદેશ; સદાચરણ એ એમની સિદ્ધિ ને તીર્થ. પણ વૈરાગ્ય ને તપશ્ચર્યાની જૈન પ્રથા નવીન નિરાળી ને અનોખી છે. આયુષ્યભરના સંસારત્યાગ ન કરાય, સદાની સંન્યસ્ત દીક્ષા ન લેવાય એવી આત્મનિર્બળ વિશાળ માનવતાને કાજે માસમાસના પક્ષપક્ષના તિથિતિથિના પ્રહરપ્રહરના ત્યાગ ને તપશ્ચર્યાનાં વિધવિધનાં વિધાનો એમના દીર્ઘદર્શી સંસારશાસ્ત્રીઓએ નિર્ધારેલાં છે. પ્રત્યેક માનવી કાંઈ વૈરાગ્યયોધ નથી કે સર્પની કાંચળીની પેરે સંસારને ફગોટી દે. બહુધા જનતા નિર્બળ છે, મનુષ્યસ્વભાવ અસ્થિરતારંગી છે; દુનિયાં સર્વશક્તિશાળીઓની નગરી નથી, અલ્પશક્તિશાળીઓની નગરી છે; જૈન મહાત્માઓએ એ જોયું ને ઉપાયો નિયોજ્યા. પગમાંના જોર જેટલું માનવી ચાલે ને પાંખમાંનાં જોર જેટલું પંખી ઉડે. ન્હાયા એટલું પુણ્ય, અને ઘડીકે સંસાર ત્યાગ્યો એટલો સંન્યાસ. એ જોઈ વિચારીને જૈન સંસારશાસ્ત્રીઓએ આંબેલ પોસહ ઉપધાન ઉપાશ્રયવાસ અપવાસ નિયોજ્યા ને પળાવ્યા, અને એમ વૈરાગ્યનો ને સંસારત્યાગનો સ્વાદ જનતાને ચખાડયો. દુનિયાં દેવોની નથી, માનવીની છે એ જૈનાચાર્યો વીસર્યા નથી; અને છતાં મધ્યવર્તી ભાવની સોળે કળામાંથી એક્કે ખંડિત થવા દીધી નથી. જીતે તે જૈન; ષડ્‌રિપુને, ઈન્દ્રિયકુળના મહાવેગોને વશ કરે તે વીરપુત્ર; એ ભાવ તો અખંડ જ રાખ્યો. સજ્જનો અને સન્નારીઓ! સરવાળે તો સાચો જૈન એટલે જીતેન્દ્રિય; ભીષ્મ પિતામહનો ન્હાનેરો ભાઈ.

અને ત્‍હેમાં ય તે મ્હારાં નમણાં નમનવન્દન તો છે ત્‍હમારા સાધ્વીઆશ્રમને. સંસારની થાકેલીઓનો એ વિશ્રામઘાટ, વૈરાગિણીની વેલડનો એ લતામંડપ, સરસ્વતીની કુંવારાઓનો એ શારદાશ્રમ ને સંન્યસ્તમઠ. સંસાર પરિત્યાગે તે એ આરે આવી બેસે. એ સાધ્વીઆશ્રમ વિના નિજ નિજના જહાંગીર જગત સૂનું કરી જવે બાદશાહી જાહોજલાલીની કલગી સમી નૂરજહાંનો નિવૃત્તિપરાયણતાના કિયા મુકબરા જઈને નિવાસતે ? હતો, અમારે બ્રાહ્મણધર્મમાં યે હતો એ સંન્યાસિણીઆશ્રમ; દેશકાળની ઝપટ વાગ્યે અલોપ થયો. પણ હજી જૈન સંઘે છે એ તેજવર્ણું ઉત્તરીયધારિણી, તેજપુત્રી સમી તેજસ્વિતાની પ્રતિમા, મીરાંનાં પરિવ્રાજિકાને પગલે પૃથ્વીને પાવન કરતી સંન્યસ્તમૂર્તિઓ; સંઘની પ્રભા શોભા અને લક્ષ્મી, સર્વસ્વત્યાગિણી જોગણો. એમના દર્શને આંખ ઠરે ને આત્મા પાવન થાય. વિલાસના વધતા જતા આજના યુગમાં અદ્‌ભુત છે એ જોગણોના મઠના મહાવૈરાગ્ય. અમારાં વંદન છે, વીરીઓ ! ત્‍હમને.

ગુજરાતનો જૈન એટલે મૂળ વતને શ્રીમાળી, ઓશિયાનો ઓસવાળ, પ્રાગવટનો પોરવાડ. અને ગુર્જર દેશને વતન કીધે સૂરતના ગોપીપરાનો સાગરસફરી ઝવેરી, અમદાવાદના માણેકચોકનો મહાભાગ મહાજનિયો, અને અણહિલ્લપુર પાટણનો ધર્મવીર, રાજવીર, ધનવીર, સાગરવીર, ને ડહાપણ વીર વૈશ્યરત્ન.

પણ એની મહામાનવતાએ ગુજરાતનો જૈન એટલે ષડ્‌ગુણસંપન્ન સંન્યસ્ત ને ષડ્‌ગુણસંપન્ન ગૃહસ્થાશ્રમ.

સંન્યસ્તપક્ષે આપણા કાળમંડપને સોહાવી ગયા પાદલિપ્ત સૂરી, શીલગુણ સૂરી, હેમચન્દ્રાચાર્ય, મેરૂતુંગાચાર્ય, આનન્દ ઘનજી, અને હીરવિજય સૂરી. અને ગૃહસ્થપક્ષે આપણા કાળમંડપને સોહાવી ગયા જગડૂ શાહ, વસ્તુપાળ–તેજપાળ, શાન્તિદાસ નગરશેઠની વંશવેલડ, હઠીસિંહ શેઠ અને એમનાં સખાવતે બહાદુર હરકુંવર શેઠાણી. ગુજરાતની જૈન સંસ્કૃતિની એ શિખરમાળ. એ જેટલાં આભને માપે, એટલી જૈન સંસ્કૃતિ આભને માપે. જૈન સંઘનું એ જ્યોતિર્મંડળ. એવા સમર્થ ત્યાગવૈરાગ્યના અવધૂતો અને એવાં સમર્થ ગૃહસ્થાશ્રમનાં મહારત્નો ગુજરાત ! ત્હારે ખોળે પાકચાં છે ત્હેનાં મ્હારાં ત્હને અભિનન્દન છે.

ચતુર્વિધ જૈન સંઘ ! આપનો ઈતિહાસ યશપ્રભાળો છે. વાંચો, વિચારો ને નવઈતિહાસ ઘડો. ભૂતકાળથી ભવિષ્ય સવાયાં સરજો. ત્યાગધર્મ ને સંસારધર્મ બન્ને ય જોગવતાં આપની સંસ્કૃતિને આવડચાં છે.

સજ્જનો અને સન્નારીઓ ! જૈન એટલે ગુજરાતના રાજવંશનો રક્ષણહાર અને ગુજરાતનો શણગારણહાર.



# આર્ષ દૃષ્ટિ

## શ્રી મુંબઈ ગુર્જર બ્રાહ્મણ ચોર્યાસી જ્ઞાતિમંડળ

આસો શુદ છઠ, ૧૯૯૩; રવિવાર; ૧૦ મી ઑક્ટોબર ૧૯૩૭

આગમની વાતો કહો, વાતો કહો;
હાં રે આવો, અગોચર દેશના પ્રવાસી!
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે ભૂત-વર્તમાન યથામતિ વાંચ્યા;
હાં રે એવા ભાવીના અક્ષરો છે સાચા:
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે સાગર ન્હાયા, ને તેજદેશે ઉડ્યા;
હાં રે ઉપર દેવના દરબાર દીઠા રૂડા;
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે કાને સાંભળ્યું ને આંખડીએ દીઠું;
હાં રે એથી હૈયાનું સ્વપ્નું છે મીઠું:
આગમની વાતો કહો, વાતો કહો.

હાં રે તપતો મધ્યાહ્ન, પછી પડી રાત્રી;
હાં રે કાલે પાડશે પ્રભાત જગવિધાત્રી:
આગમથી વાતો કહો, વાતો કહો.

હાં રે આવો, અગોચર દેશના પ્રવાસી!
આગમની વાતો કહો, વાતો કહો.

બ્રહ્મસન્તાનો !

આવો, અને આગમની વાતો કહો.

જગતભરમાં બ્રાહ્મણો એટલે સંસારનૌકાના નીરમ, શઢ, અને સૂકાન.

ભૂતકાળની દૃષ્ટિએ જગતભરનો બ્રાહ્મણ સંરક્ષક છે. સંસારનૌકાનો Ballast–નીરમ છે. Preserve the values of the Past એ એની હાકલ છે. સંસારનું સંરક્ષણ કરે છે, સંસ્કૃતિનો દુર્ગ છે. ભૂતકાળની દૃષ્ટિએ બ્રાહ્મણ એટલે ઇતિહાસભંડાર.

વર્તમાનની દૃષ્ટિએ જગતભરનો બ્રાહ્મણ સારસ્વત પ્રેરણા છે, સંસારનૌકાનો શઢ છે. કુચકદમ એ એની હાકલ છે. સંસારનો પ્રાણ છે; સંસ્કૃતિનો પ્રગતિમન્ત્ર છે. વર્તમાનની દૃષ્ટિએ બ્રાહ્મણ એટલે સંસારની પ્રાણપ્રેરણા.

ભવિષ્યની દૃષ્ટિએ જગતભરનો બ્રાહ્મણ આશા ને આદર્શ છે, સંસારનૌકાનું સૂકાન છે. બ્રહ્મ ભણી એ એની હાકલ છે. અગોચરનો માર્ગદર્શક છે, સંસ્કૃતિનો બ્રહ્મ-ભોમિયો છે. ભવિષ્યની દૃષ્ટિએ બ્રાહ્મણ એટલે આગમ ભાખનાર આર્ષ દૃષ્ટિ.

બ્રાહ્મણે સંરક્ષવાનું છે, હંકારવાનું છે, દિશા દાખવવાની છે. ત્રિકાળ સમો બ્રાહ્મણ ત્રિધર્મિલો છે.

જેવા જગતના બ્રાહ્મણો, ત્હેવું જગત.

પ્રાણ વિના પ્રગતિ સંભવે, તો જગતના બ્રાહ્મણના ઉદ્ધાર વિના જગતનો ઉદ્ધાર સંભવે.

અર્જુન અને યુધિષ્ઠિર બ્રાહ્મણશિષ્યો હતા; રામ ને

કૃષ્ણ, લવ ને કુશ ને ભરતદેવ બ્રાહ્મણના આત્મસન્તાન હતા. પરાક્રમનો પિતા બ્રાહ્મણ છે.

ઋષિસન્તાનો ! કાલે એમ હતું અને આજે યે એમ છે. સૂર્ય તપે એટલું અજવાળું, અને બ્રાહ્મણ આપે એટલી બ્રહ્મવિદ્યા.

બ્રાહ્મણ એટલે બ્રહ્મમાર્ગનો ભોમિયો.

જગતનો બ્રાહ્મણ એટલે ઇતિહાસભંડાર, પ્રાણપ્રેરણા, અને આર્ષ દૃષ્ટિ. એમાંથી એક આર્ષ દૃષ્ટિની વાર્તા આજે કહીશ ત્હમને.

જગતની પ્રાચીનમાં પ્રાચીન સંસ્કૃતિનાં સન્તાનો ! બ્રાહ્મણો ! પધારો. માનવવંશના ત્હમે પૂજ્ય છો. હજારો વર્ષોથી પૃથ્વીપાટલે પૂજાતો ને પૂજનીય કો વર્ણ થયો હોય તો તે બ્રાહ્મણવર્ણ.

ત્હમે ઋષિસન્તાનો છો. માનવકુલના પ્રાચીનમાં પ્રાચીન ધર્મગોપ્તા, ધર્મપદેશકો, ધર્મપ્રચારકો છો. પ્લેટો એરિસ્ટોટલ કે સોક્રેટિસ, રોમનગરીની બ્રહ્મચારિણીઓ, કે સ્કોટલેન્ડઆયર્લેન્ડના ડ્રૂઇડો, મૂસા નબી કે અશો ઝરથુસ્ત્ર, બુદ્ધ કે ઈશૂ ખ્રીસ્ત, કોનફ્યૂશિયસ કે હઝરત મહમ્મદ, સેન્ટ પોલ કે સેન્ટ પીટર : એ સહુ મહાનુભાવોએ માનવકુળને ધર્મોપદેશો દીધા ને ધર્મપ્રેરણાઓ પાઈ એ પૂર્વે, યુગના યુગથી, કાળનું પ્હરોડ પોપચું ઉઘાડે છે એ ઇતિહાસના આદિ પ્રહરથી, માનવવંશને બ્રાહ્મણ જ્ઞાન ધર્મ ને સદાચરણ ઉપદેશતો આવ્યો છે.

અને બ્રાહ્મણની હતી એ બ્રહ્મપ્રેરણા.

બ્રાહ્મણ એટલે જગતનો જૂનામાં જૂનો મિશનરી. શ્રી ચિન્તામણિ વૈદ્ય કહે છે કે મહાભારતનું યુદ્ધ ખેલાયું અને શ્રી કૃષ્ણચન્દ્રે કુરુક્ષેત્ર વચ્ચે ગીતા ગાઈ તે ઈ. સ. પૂ. ૩૧૦૨માં—આજથી પાંચ હજાર વર્ષો પૂર્વે. **सर्वोपनिषदो गावो, दोग्धा गोपालनन्दनः** એ ઈતિહાસોક્તિ કહે છે કે ઉપનિષત્‌મન્ત્રો ગીતાજીની પૂર્વે ગવાયા હતા, ઈ. સ. પૂ. ૩૨૦૦ ને ૫૦૦૦ વર્ષોને વચગાળે; આજથી પાંચ હજાર ને આઠ હજાર વર્ષો પૂર્વેના ગાળામાં. મૃગશીર્ષ અને પૂર્વમૃગશીર્ષમાં વિદ્વન્મણિ ટીળક મહારાજ કહે છે કે ઋગ્વેદના મન્ત્રો ગવાયા હતા ઓછામાં ઓછા—At least-ઈ. સ. પૂ. ૧૦૦૦૦ વર્ષો ઉપર; આજથી ૧૨૦૦૦ વર્ષો પૂર્વે.

છેલ્લાં ૧૨૦૦૦ વર્ષોથી બ્રાહ્મણો ! ત્હમે જગતના ધર્મગોસા છો, ધર્મોપદેશકો છો, ધર્મપ્રચારકો છો, ઋષિ-સન્તાનો છો. બ્રાહ્મણગોત્રનો ઇતિહાસ એ જગતઇતિહાસે સોનાનું નહિ, રત્નોનુ પાનું છે.

ઋષિસન્તાનો ! પધારો—ઋષિવરોની એક ઇતિહાસગાથા ત્હમને કહું.

આર્ષ દૃષ્ટિ એટલે ઋષિઓની દૃષ્ટિ. આવો, એ ઋષિવરોની દૃષ્ટિની ઇતિહાસવાર્તા સંભળાવું.

એ આર્ષ દૃષ્ટિ શી હતી ? કેવી હતી ? શું શું કરી ગઈ ? ઋષિવરો મન્ત્રદ્રષ્ટા કહેવાતા; વેદઋચાઓના રચનારા નહિ, વેદઋચાઓના ઉકેલનારા અને ગાનારા; એટલે શું ? વેદમંડળ અપૌરુષેય કહેવાય છે; એ કેવી રીતે ? ઋષિવરોની દિવ્ય દૃષ્ટિની એ ઈતિહાસવાર્તાઓ ઘડીક વિચારિયે.

શ્રી કૃષ્ણચન્દ્રની ધ્વજછાયામાં બેએક વર્ષો ઉપર ડાકોરજીના તીર્થક્ષેત્રમાં શરદુત્સવ ઉજવાયો હતો ત્હારે ત્હાંના અગમ્ય ભાવના વાતાવરણમાં કહ્યું હતું કે:—

"The Beautiful & the Sublime" નામનો રસશાસ્ત્રનો ગ્રન્થ બર્કે લખ્યો ત્હારથી કેટલાકને રસભ્રમ જન્મ્યો છે કે રસદર્શનો બે જ વિધનાં હોય; સુન્દર અને ભવ્ય. પણ સુન્દર અને ભવ્યથી યે અતિ સૂક્ષ્મતર રસ-દર્શનનો ત્રીજો પ્રકાર છે; અને તે Mystic, અગોચર દર્શન.

"કુદરતનાં ને માનવમણિઓનાં લોકોત્તર દર્શન પ્રધાનતઃ છે ત્રિવિધનાં. ત્રણે ય મનોહારી છે, મનોમુગ્ધ છે, ઉર્ધ્વગામિની પ્રેરણાવન્તા છે.

"એક તો **સુન્દર દર્શન:** લલિત, રમણીય, ફૂલ જેવાં, કોયલના બોલ જેવાં; મધુરાં ને કલ્લોલતાં; ચમકદાર; વસન્ત ને શરદનાં ઋતુદર્શનો સમાં; શાકુન્તલ ને મેઘદૂત કાવ્યો જેવાં.

"સુન્દર દર્શનની જેટલી પુણ્યપ્રભા, એટલાં એ ચિરસ્થાયી. સુન્દર દર્શન આંખડીમાં અંજાઈ જાય છે.

"બીજું છે **ભવ્ય દર્શન:** હિમાદ્રિ સમું વિશાળ, મેઘ સમું મહાકાય. એનો ગોરમ્ભો ને ઘોષણા આભભરતાં. વર્ષાનાં ઋતુદર્શન સમાં વિસ્તીર્ણ ને ગાજન્તાં હોય ભવ્ય દર્શન; મહાભારત ને રામાયણનાં વિરાટ કાવ્યો જેવાં.

"ઝીલનારનો આત્મા જેટલો મ્હોટો, એટલાં એમનાં આયુષ્ય.

"ભવ્ય દર્શન લોચનમાં માંડમાંડ સમાય.

"અને ત્રીજું છે **અગોચર દર્શન:** અગમ્ય,

ઈન્દ્રિયપર, ભેદમય; **यतो वाचो निवर्तन्ते.** દિશાઓનાં દર્શન સમું; આભનો ગાભ શોધવા જેવું; અકાય, અનન્ત, નિઃસીમ. આભનાં, તેજનાં, મૂળતત્ત્વોનાં દર્શન એવાં હોય; ઉપનિષદ્ શાસ્ત્રો જેવાં.

"એ નિઃસીમમાં તો પાંખ પ્રમાણે ઉડાય.

"સુન્દર, ભવ્ય, અને અગોચર એ ત્રણે ય દર્શનોનાં નિજનિજનાં નિરનિરાળાં છે પ્રકાશ પરિમલ ને પ્રેરણા.

"પણ સૌમાં છે એક સમાનતા. એ ત્રણે ય દર્શનો રસભર્યાં છે, **रसो वै सः** ની જ વિભૂતિઓ છે."

શ્રોતૃમંડળને એક પૂછું ? આ વ્યાખ્યાનગૃહમાં અત્યહારે સંપૂરણ શાન્તિ છે. એ શાન્તિ મૌનની છે કે શબ્દની છે ? આ વ્યાખ્યાનગૃહમાં, અત્યહારે ને અહીં, રેડિયોના ધ્વનિબોલ ગાજે છે કે નથી ગાજતા ? અલબત ગાજે છે, બેશક ગાજે છે; પણ પેલું વીજમોજાં ઝીલનારૂં વિદ્યુતદેવીનું ત્રિશૂળ આ ખંડ વચ્ચે આવીને ઉભે, અગમ્ય ને અગોચર ઉડતાં વીજમોજાંઓને ઝીલે ને ઉછાળે, ત્યહારે આ મૌનના વાતાવરણમાં ગાજતી શબ્દાવલિ સંભળાય.

આ વ્યાખ્યાનગૃહનું મૌન અત્યહારે યે બોલે છે.

ગાંડીવધન્વાએ વિરાટદર્શન કીધું તે પૂર્વે પૃથ્વી અને આભનું સમગ્ર અન્તરિક્ષ ભરીને વિરાટ વિશ્વદેહે ખડો હતો ? કે નહિ ?

જેવાં નદીનાં બહુ નીરવ્હેણ<br>
સમૃદ્ધ સિન્ધુની ભણી વહે છે;

એમ વિશ્વમંડળનાં સકળ વ્હેણ વિરાટમાં વહતાં હતાં કે નહિ ?

ઉગે જો સામટી આભે સહસ્ર સૂર્યની પ્રભા

એવો તેજોરાશી દિશામંડળને અજવાળતો હતો કે નહિ? મહાભારત પૂર્વેના ને પછીના મસ્તકચૂર્ણ ચોધરાજો વિરાટની એ કરાળ દાઢોના દશનાન્તરોમાં ચોંટેલા હતા કે નહિ? દિશાદિશામાંથી મહાજીહ્વાના લબકારા ભરીભરીને એ **कालोऽस्मि** ની વિરાટમૂર્તિ સમગ્ર સૃજનાવળને ચાટી રહી –ઓહિયાં કરી રહી હતી કે નહિ? એ સન્ધુ પાર્થે દીઠું એ ક્ષણથી જ થવું મંડાણું? પાર્થની પૂર્વે યે નભસ્પર્શી વિરાટદર્શન હતું; અને પાર્થની પછી યે શશીસૂર્યનેત્રાળી વિરાટમૂર્તિ આજ સજીવન ખડી છે. પણ **दिव्यं ददामि ते चक्षुः, पश्य मे रूपमीश्वरीम्** કહી કુરુક્ષેત્રવિજેતા ગાંડીવધન્વાને યે ભગવાને દિવ્ય ચક્ષુ દીધાં, પછી પાર્થને વિરાટદર્શન થયાં.

અહીં આ મૌનસરોવરમાં વીજળી બોલે છે; અન્તરિક્ષમાં વિરાટમૂર્તિ ઉભી છે. પણ પેલું વિદ્યુતદેવીનું ત્રિશૂલ આવે તો આ વ્યાખ્યાનગૃહનું મૌન બોલતું સંભળાય; પાર્થને દિવ્ય ચક્ષુઓ મળે તો વાદળિયા અન્તરિક્ષે વિરાટદર્શન પેખાય. રેડિયોની શબ્દાવલિ ને પાર્થનું વિરાટદર્શન પૂર્વે અગોચર હતાં અને અત્યહારે અગોચર છે, એ વીજત્રિશૂળથી અને દિવ્ય ચક્ષુથી ગોચર થયાં અને થાય. આપણું અને પાર્થનાં એ અગોચર સ્પર્શનદર્શન. એવી જ છે કથા મન્ત્રદ્રષ્ટા ઋષિવરોની આર્ષ દૃષ્ટિની.

વડાં પાથર્યાં આભનાં પત્ર કાળાં,
લખી તેજના શબ્દથી મન્ત્રમાળા;

દિશાકાળદ્હોરે ગૂંથ્યા સૌ ખગોળે,
મહાગ્રન્થ બ્રહ્માંડનો બ્રહ્મ બોલે. (જયા–જયન્ત)

આભની પાટી ઉપર તેજની લિપિએ સર્વસરજનહાર વિશ્વકલાસ્વામીએ અગમ્ય ને ગહન જ્ઞાનમન્ત્રો તો સૃજનકાલથી આલેખેલા જ છે. પણ એ અગોચરને વાંચે કોણ ? આર્ષ દૃષ્ટિવન્તું મહર્ષિમંડળ જગત્ખોળે અવતર્યું ત્હારે એમની આર્ષ દૃષ્ટિએ એ ગહન અગમ્ય અગોચર તેજમન્ત્રો વાંચ્યા; અને વાંચ્યા તે ગાયા. પાર્થ વિરાટ-દૃષ્ટા હતો, વિરાટરચનારો ન હતો ઋગ્વેદના ઋચામંડળના મહર્ષિઓ એમ મન્ત્રદૃષ્ટા હતા, મન્ત્રરચનાર ન હતા. પાર્થનાં દિવ્ય ચક્ષુએ વિરાટદર્શન કીધું એમ મહર્ષિઓની આર્ષ દૃષ્ટિએ તેજમંત્રો વાંચ્યા.

આર્ષ દૃષ્ટિ એટલે અગોચરને વાંચીને ગોચર કરનારી દિવ્ય દૃષ્ટિ.

મહર્ષિમંડળની એવી દૃષ્ટિ હતી; અગોચરને વાંચીને ગોચર કરતી.

એથી ઋષિવરો મન્ત્રદૃષ્ટા હતા; અને એથી વેદ અપૌરુષેય છે.

વેદ અપૌરુષેય છે, કારણ કે પુરુષસરજેલા નથી. વેદ પુરુષોત્તમસરજેલા છે, પુરુષસરજેલા નથી. પરમાત્માએ સૃષ્ટિ સરજી ત્હારે સરજેલા હતા. ઋષિવરોની આર્ષદૃષ્ટિએ એ વાંચ્યા, ને વાંચ્યા એવા ગાયા.

ગુરુત્વાકર્ષણનો વિશ્વસિદ્ધાન્ત ન્યૂટને સરજ્યો છે ? કે શોધ્યો છે ? અમેરિકા ખંડ કોલંબસે શોધ્યો છે ? કે

સરજ્યો છે ? ન્યૂટને વિશ્વગુરુત્વાકર્ષણ કે કોલંબસે અમેરિકા ખંડ સરજ્યાં નથી, શોધ્યાં છે. ન્યૂટનની પૂર્વે વિશ્વગુરુત્વાકર્ષણ સમસ્ત સૃજનમંડળે પ્રવર્તેલું જ હતું; અને કોલંબસની પૂર્વે અમેરિકા ખંડ આટલાન્ટિકપાસીફિક મહાસાગરોનાં મોજાંઓમાં ઝૂલતો પડેલો જ હતો. ન્યૂટને વિશ્વગુરુત્વાકર્ષણનો મહામન્ત્ર ને કોલંબસે અમેરિકા ખંડ શોધ્યા છે, સરજ્યા નથી.

મહર્ષિઓએ એમ વેદમન્ત્રો વાંચ્યા છે ને ગાયા છે, સરજ્યા નથી. વિશ્વગુરુત્વાકર્ષણ ને અમેરિકા ખંડ પૌરુષેય છે કે અપૌરુષેય ? બેશક અપૌરુષેય છે; પુરુષસરજેલા નથી, પુરુષોત્તમસરજેલા છે. તેમ વેદમન્ત્રો અપૌરુષેય છે; પુરુષસરજેલા નથી, પુરુષોત્તમસરજેલા છે. ન્યૂટને અને કોલંબસે અગોચરને ગોચર કીધા, તેમ મહર્ષિઓએ અગોચરને ગોચર કીધા.

ગુરુત્વાકર્ષણથી સોગણા સૂક્ષ્મ ને અમેરિકા ખંડથી કોટિધા સૂક્ષ્મને મહર્ષિમંડળે અગોચર મટાડી ગોચર કીધા.

ફ્રેંકલીને પતંગ ચગાવી આકાશમંડળેથી પૃથ્વીમાં વીજળીને ઉતારી; એમ ઋષિવરોએ આર્ષ દૃષ્ટિના કિરણદોર ગૂંથીગૂંથી દેવવિમાનો ઉડાવ્યાં, અને આકાશચીતર્યાં તેજમન્ત્રો પૃથ્વીપાટલે ઉતર્યાં.

અગોચરને ગોચર કરતી મહર્ષિમંડળની એ દિવ્ય દૃષ્ટિ તે આર્ષ દૃષ્ટિ.

શંકરનું ત્રીજું લોચન સહસા ઉઘડ્યું. એ નયનજવાળાએ અંગધારી કામદેવને બાળી ભસ્મીભૂત કરી અનંગ કીધો.

પછીનું એ અનંગનું દર્શન, એ ઈન્દ્રિયાતીતનું દર્શન તે અગોચર દર્શન.

પાર્થનાં દિવ્ય ચક્ષુ એટલે પાર્થનું ઉઘડેલું ત્રીજું લોચન. મહર્ષિમંડળની આર્ષ દૃષ્ટિ એટલે મહર્ષિમંડળનું ઉઘડેલું ત્રીજું લોચન. શંકરના ત્રીજા લોચને ગોચરને અગોચર કીધો હતો; પાર્થનાં ને મહર્ષિમંડળનાં ત્રીજાં લોચનોએ અગોચરને ગોચર કીધાં.

The Beautiful અને the Sublime એ અંગશાયી દર્શનો છે, ઇન્દ્રયદર્શનો છે. The Mystic એ અનંગશાયી દર્શન છે, ઈન્દ્રિયાતીત દર્શન છે.

**यतो वाचो निवर्तन्ते**—બુદ્ધિ અને મન પરનું એ દર્શન.

અગોચર દેશમાં ગેબને ફલકે વિશ્વના મહાકલાકાર વિશ્વંભરે વેદઋચાઓ ને વિશ્વમન્ત્રો ને સનાતન જ્ઞાનસૂક્તો સૃજનકાળથી તેજલિપિએ આલેખેલાં છે જ. એ અગોચરને ઋષિવરો વાંચતા, ને વાંચતા તે ગાતા; માટે મહર્ષિઓ મન્ત્રદૃષ્ટા કહેવાણા.

અગોચરના ફલકે ઋચાઓ ને મન્ત્રો ચિરંજીવ ને સનાતન આલેખાયલાં છે; ઋષિવરો તો એ સનાતનને વાંચતા ને ગાતા; માટે વેદ અપૌરુષેય.

ઋષિસન્તાનો ! બ્રાહ્મણમંડળ ! બ્રાહ્મણતત્ત્વના ઇતિહાસનો એ એક સરવાળો ને સારોદ્ધાર.

બ્રાહ્મણ શબ્દના નામોચ્ચારે જ શાં શાં સ્મરણો જાગે છે ને કેવા કેવા યશસ્વી ઈતિહાસો ખડા થાય છે!

બ્રાહ્મણુત્વનો ગુણુવિસ્તાર ( Connotation ) ને ગણુવિસ્તાર (Denotation) કદી વિચારી જોયા છે ? મહાવટવૃક્ષનાં પાંદડાં ગણાય તો બ્રાહ્મણુત્વના ગુણુવિસ્તાર ને ગણુવિસ્તાર ગણાય. બ્રાહ્મણુત્વ સમું વિદ્યાવન્ત જ્ઞાનવન્ત તપવન્ત પવિત્ર પાવનકારી દેવવૃક્ષ જગતઈતિહાસે બીજું ફૂલ્યુંફાલ્યું નથી. જ્ઞાન એ ધન ને તપ એ ધન હજ્જારો વર્ષોથી આયુષ્યભર માન્યાં હોય તો તે બ્રાહ્મણુત્વે. સિંહાસનેથી ઉઠીને રાજવીઓ વન્દતા, શ્રેષ્ઠિઓ પાયે પડતા એ બ્રાહ્મણુત્વની જ્ઞાનલક્ષ્મીને ને તપલક્ષ્મીને. શબ્દકોશમાં એક કો મહાશબ્દ હોય, જે હિમાદ્રિની પેરે ઈતિહાસશિખર કહેવાય, તો તે શબ્દ છે બ્રાહ્મણુત્વ. દુનિયાના જયાજયના ઈતિહાસો ભૂલાતા હોય તો ભલે આજે ભૂલાજો; એક બ્રાહ્મણુત્વનો ઇતિહાસ સજીવન રહે તો જગત સદા સજીવન જ છે. બ્રાહ્મણુત્વ એટલે બાર હજાર વર્ષોની અખંડ ઈતિહાસયશસ્વિતા; ઉત્તરાખંડવાસી ઋગ્વેદમંડળોના મન્ત્રદ્રષ્ટા મહર્ષિઓથી માંડીને ૧૯ મી સદીના મહાસમર્થ લોકોદ્ધારકો સહજાનન્દ ને દયાનન્દ પર્યન્તની ગુણુગાથા. બ્રાહ્મણુ એટલે વેદસંહિતાનો મન્ત્ર-દ્રષ્ટા; બ્રાહ્મણુ એકલે ગૃહ્યસૂત્રોમાંના સંસારશાસ્ત્રનો આદ્ય પ્રણેતા; બ્રાહ્મણુ એટલે તક્ષશિલાનો જ્ઞાનભંડારી; બ્રાહ્મણુ એટલે સાંખ્ય યોગ–ષટ્દર્શનકાર મહાફિલસુફ; બ્રાહ્મણુ એટલે સંન્યસ્તશિરોમણિ શંકરાચાર્ય ને મહાવૈભવી વલ્લભાચાર્ય; બ્રાહ્મણુ એટલે વ્યાસ ને વાલ્મીકિ, કાલિદાસ માઘ ને બાણુભટ્ટ—જગતઝંખવતા સાહિત્યસ્વામીઓની સૂરજમાળા; બ્રાહ્મણુ એટલે મૌર્યવંશી ચન્દ્રગુપ્તને પાટલી-પુત્રને સિંહાસને સ્થાપનાર ચાણુક્ય, વેદભાષ્ય રચનાર

વિજયનગરના મહામન્ત્રી સાયણાચાર્ય, ક્ષત્રિયોએ ખોયેલી દીલ્હી ઘડીકભર પાછી સર કરી જમનાના દુર્ગે હિન્દુપતનો જયધ્વજ ફરકાવનાર પેશ્વાવંશ. બ્રાહ્મણત્વ એટલે વર્તમાન મહારાષ્ટ્રના આત્મા અને પ્રેરણા ટીકળ મહારાજ. બ્રાહ્મણત્વ એટલે–શબ્દલાઘવે–કવિઓ, ફિલસુફો, કુબેર સમા જ્ઞાનભંડારીઓ, ગુરુઓ, ધર્માચાર્યો, સંસારશાસ્ત્રીઓ; જગતનું સર્વતોમુખ ચેતન ને પ્રેરણા, પ્રોત્સાહન ને નિયમનઃ દુનિયાંની આત્મનૌકાનો નૌકાસ્વામી.

ખરૂં. આજે આપણે એ નથી. ભલા! ત્ય્હારે હતા –ઈતિહાસે વિરાજતા એવા આજ કોણ કોણ છે જગતભરમાં? ગ્રીસમાં એરિસ્ટોટલ આજે છે, કે પ્લેટો છે, કે સુક્રાત? રોમનગરીમાં આજ વર્જીલ છે, સેનિકા છે, કે સેન્ટ ઓગસ્ટાઈન? સમસ્ત ખ્રીસ્તમંડળે સેન્ટ પોલ છે આજે, કે સેન્ટ પીટર? સેન્ટ ફ્રાન્સિસ છે, કે સેન્ટ બર્નાર્ડ, કે સેન્ટ લોયોલા? ઈંગ્લાંડમાં શેક્ષપીયર આજે છે કે મિલ્ટન? જર્મનીમાં ગોઈથે આજે છે, કે કેન્ટ? કિયા કિયા દેશે ઈતિહાસના મહારથીઓ આજે સજીવન છે? કે બ્રાહ્મણત્વ એકને જ પશ્ન પૂછવો છે?

ખરૂં. આજે એવા મહર્ષિ બ્રાહ્મણ કોક હશે; ઘણાખરા તો બ્રાહ્મણપડછાયાઓ છે. પણ એ પડછાયાઓ આજે પૂજાય છે તે એ તપોધન પૂર્વજોનાં પુણ્યપ્રારબ્ધે. અને કોણે કોણે પૂર્વજનાં પુણ્ય માણ્યાં નથી? ધનવન્તો શું પૂર્વજનાં ધનભંડાર નથી માણતા? કે ફેંકી છે? કે જગતભરનાં રાજમંડળો પૂર્વજજીત્યાં રાજ્યોમહારાજ્યો નથી માણતા? કે પરિત્યાગી વનમાં વિચરે છે? બ્રાહ્મણ-

ગોત્ર પૂર્વજસંચ્યાં પુણ્ય માણે છે એ ઇતિહાસમાં અપવાદ છે ? આજે યે બ્રાહ્મણો એની એ જ આર્યસંસ્કૃતિના વારસો છે. એ જ ગૃહ્યસૂત્રો, એ જ બ્રહ્મસૂત્રો, એ જ બ્રાહ્મણ આરણ્યક ને સંહિતાઘોષ, એ જ યજ્ઞયાગ, ઈશુ-ખ્રીસ્તના જેવી એ જ સુદામાશાયી જ્ઞાનગરીબી: એ આજના યે બ્રાહ્મણગોત્રનો અનર્ગલ વારસો છે.

અને ત્હો યે પૂછવી હોય એટલી પ્રશ્નમાળા સુખેથી પૂછજો. આજનું આપણું બ્રાહ્મણત્વ ' ભાગ્યું–ભાગ્યું ત્હો યે ભરૂચ ' જેવું તો છે જ. ૧૯ મી સદીનો ગુર્જરદેશનો જ ઈતિહાસ એક વાંચી જૂવો. ધર્મના પ્રચંડ જ્યોતિર્ધર સમા સહજાનન્દે ગુજરાતે આવીને અને મહર્ષિ દયાનન્દે ગુજ-રાતેથી જઈને બ્રાહ્મણત્વનાં પુણ્યતેજ ઈતિહાસદેશે ઝળકા-વ્યાં. સાહિત્યદેશે તેજોરાશિ સમા સાહિત્યસ્વામીઓ ધીર દલપત, વીર નર્મદ, ને ગંભીર ગોવર્ધન બ્રાહ્મણકુળ-જાયાઓ હતા. રાજકારણપ્રકરણમાં ગગા ઓઝા ને મણિભાઇ જસભાઈ બ્રાહ્મણવંશના ઉજાળનારાઓ હતા. આજના ધનપૂજાના લક્ષ્મીયુગમાં વૈશ્યવૃત્તિમાં યે બ્રાહ્મણ પ્રકાશ્યો નથી એમ નહિ. ગુજરાતના મિલઉદ્યોગના પિતા, નવઅ-મદાવાદના સરજનહાર, કંઇ કંઈ વૈશ્યવરોને વૈશ્યપણું શીખવનાર, રણછોડભાઈ રહેંટિયાવાળા હતા બ્રાહ્મણ માતાના પુત્ર.

શ્રી કૃષ્ણચન્દ્રના સમકાલીન ને સખા, અજાચક વ્રતના પાલણહારા અને જ્ઞાનગરીબીને ઉપાસનહારા, સુદામાજીથી માંડીને ૧૯ મી સદીના અન્ત પર્યન્ત પાંચ હજાર વર્ષ તો–આપણા ગુજરાતે બ્રાહ્મણત્વ નિર્બીજ કે નિર્વંશ થયું

નથી. પૃથ્વીપાટલે જ્યહાં સૂધી જ્ઞાન છે, ધર્મ છે, પુણ્ય છે, તપ છે, ત્ય્હાં સૂધી બ્રાહ્મણુત્વ છે. જ્ઞાન પુણ્ય તપ ધર્મ જેટલું બ્રાહ્મણુત્વ જગતે અજરામર છે.

ભગવાનની મહામાયા અગાધ ને દુસ્તર છે. એ ત્રિગુણાત્મકી મહામાયાનાં છે ત્રિવિધનાં દર્શન; સુન્દર દર્શન, ભવ્ય દર્શન, આર્ષ દર્શન. સુન્દર અને ભવ્ય દર્શનો દુનિયાના કલાકોવિદોને કાજે છે; આર્ષ દર્શન દુનિયાના મહર્ષિઓને કાજે છે. અનંગને અગોચરને ઈન્દ્રિયાતીતને પેખે ને ગોચર કરે એ મહર્ષિઓની આર્ષ દૃષ્ટિ.

બ્રાહ્મણો ! ઋષિસન્તાનો ! આર્ષ દૃષ્ટિ સાધવાને મથજો; એ ત્રીજું લોચન ઉઘાડજો કે અણદીઠાં દેખાય ને અણવાંચ્યાં વંચાય ને જગતને અપાય.

**एषा ब्राह्मी दृष्टिः, पार्थ**! મહર્ષિમંડળની એ આર્ષ દૃષ્ટિ. અન્તરિક્ષઆલેખાયેલી તેજઋચાઓ ઋષિવરો વાંચતા, વણદીઠેલું દેખતા, આભનાં ફલકચિત્રો ઉકેલતા, અગમ્યને ને અગોચરને ગોચર કરતા.

મહર્ષિમંડળની એ બ્રાહ્મી દૃષ્ટિ. એ આર્ષ દૃષ્ટિએ અપૌરુષેય વેદમન્ત્રોને વાંચ્યા, ગાયા, ને અર્પ્યા. ઈતિહાસની અમૃતાક્ષરી કહે છે કે આજનું માનવકુળ એ મહર્ષિમંડળનું મહાઋણિ છે, ગુણઓશિંગણ છે.

જગતઈતિહાસમાં સાત્ત્વિક ભાવે ગાજન્તો એક બોલ છે તે બ્રાહ્મણુત્વ.

બ્રહ્મસન્તાનો ! આવો અને આગમ ભાખો.

હાં રે આવો, અગોચર દેશના પ્રવાસી !
આગમની વાતો કહો, વાતો કહો.

જીવનના જય

શ્રી તારાબાગ એસ્ટેટ નવરાત્રઉત્સવ મંડળ, મુંબઈ

દસરા, સં. ૧૯૩૩; ગુરુવાર; ૧૪મી આકટોબર ૧૯૩૭

જય એહ જીવનના, જીવનના.

જ્યંહાં આગમનાં અજવાળાં વાય રે,
જય એહ જીવનના, જીવનના;
જ્યંહાં પુણ્યપાંખે જગતને જીતાય રે,
જય એહ જીવનના, જીવનના;
જ્યંહાં નિમિષમાં વિરાટને ઝંખાય રે,
જય એહ જીવનના, જીવનના.

મ્હેં તો ગગન મંહી નયનદોર નાંખિયા, હો નાથ!
મ્હેં તો હૈયાના હિન્ડોળ ત્યંહી બાંધિયા, હો નાથ!
મ્હેં તો અમૂર્તને મૂર્ત કરી સ્થાપિયા, હો નાથ!

જ્યંહાં આંખડીમાં આંખડી ધોળાય રે,
જય એહ જીવનના, જીવનના;
જ્યંહાં પ્રીતમની પ્રેરણા પીવાય રે,
જય એહ જીવનના, જીવનના;
જ્યંહાં પ્રેમની પૂર્ણિમા ઝીલાય રે,
જય એહ જીવનના, જીવનના.

જ્યંહાં આગમનાં અજવાળાં વાય રે,

## તારાબાગનાં શરદુત્સવિયાંઓ !

આજે જયનું પર્વ છે. જીવનના જયના ભેદો જરા વિચારિયે.

આજનો ઉત્સવ કાશ્મીરથી સેતબિન્દુ રામેશ્વર અને દ્વારકાથી કલકત્તા–ચોખૂટ ભારતમાં ઉજવાય છે. આજે સમસ્ત ભારતનો ઉત્સવ છે, હજ્જારો વર્ષોથી ઉજવાતો ઉત્સવ છે. નિરનિરાળા પ્રાન્તો અને ભાષાઓ આજનો ઉત્સવ ઉજવે છે.

ઉત્સવપર્વોએ, સંસ્કૃત સાહિત્યે, યાત્રાઓએ, ઈતિહાસે, ને સંસ્કૃતિસંસ્કારે–પંચ પ્રાણની પેઠે–કંઇ સૈકાઓથી ભારત વર્ષનો એક દેહ ઘડયો છે. દેહનાં જેમ નિરનિરાળાં અંગો છે, હાથ પગ આંખો કાન મસ્તક–અને એ સહુ અંગોની નિજનિજની લાક્ષણિક વિશેષતાઓ છે, તેમ ભરતખંડના પ્રાન્તો તે દેશદેહનાં અંગો છે. એ સહુની વિવિધતા મળીને એક દેશદેહ ઘડાય છે.

યૂરોપખંડના દેશો સહુ એકસરખા છે? યૂરોપખંડના દેશોની વિધવિધતા ગૂંથાઈને યૂરોપખંડને ઘડે છે, તેમ ભરતખંડના દેશોની વિધવિધતા ગૂંથાઇને ભરતખંડને ઘડે છે. ભારતની એકતા સૌકાઓજૂની છે; સાહિત્યજૂની છે, સંસ્કૃતિજૂની છે, ઉત્સવપર્વો જેટલી જૂની છે.

આજના ઉત્સવનાં ઇતિહાસમૂળ ત્રેતાયુગમાં છે. કાશ્મીરમાં દીઠું હતું તે કહું છું.

પચ્ચીશેક વર્ષો ઉપર, ૧૯૧૪નાં શરદઅજવાળિયાં અમે કાશ્મીરમાં દિલસરોવરની પાળે, પરીમહેલ ને ચશ્મે

શાહીની પડોશમાં, નિરખ્યાં હતાં. શ્રીનગર રામલીલાના ઉત્સવઉમંગે ચ્હડેલું હતું. અને એવામાં આવ્યું દશેરાનું પર્વ. આપણે ત્‍હાં, મહીસુરમાં, તેમ કાશ્મીરમાં–દશેરાપર્વ રાજદરબારી જાહોજલાલીથી ઉજવાય છે. મહારાજાનું પાંચેક હજાર બરકમદારોનું લશ્કર કવાયતમયદાનમાં ખડું હતું. વૃદ્ધ મહારાજ ગુલાબસિંહજી, યુવરાજ કુમાર હરિસિંહજી સાથે, પધારેલા હતા. પચ્ચીસ–ત્રીસેક ફૂટ ઉંચી મયદાન વચ્ચે ફટાકડાની રાક્ષસી ત્રિમૂર્તિઓ ઉભી કરી હતી. ખરેખાત એ રાક્ષસોની જ ત્રિમૂર્તિઓ હતી. એક હતો રાવણ, એક હતો કુંભકર્ણ, ને એક હતો ઇન્દ્રજીત. જનતાની અને રાજ્યની સર્વસજ્જતા પછી લશ્કરી પડઘમઘોષણા અને બ્યૂગલનાદની ગર્જનાઓ થઇ, અને પીળાં પિતાંબર પહેરેલી રામલક્ષ્મણની બાંધવબેલડી પધારી. દશેક હજારની માનવમેદની એમને વન્દન વન્દતી, સ્વયં મહારાજા એમને પ્રણમતા. સહુનાં નમન ઝીલતા રઘુકુળભૂષણો પેલી રાક્ષસી ત્રિમૂર્તિઓ સન્મુખ ગયા. રામલક્ષ્મણના હાથમાં પ્રાચીન ધનુષ્યબાણ ન હતાં, ૨૦મી સદીની બન્ધૂકો હતી; અને એ બન્ધૂકોથી રઘુકુળબાંધવોએ રાક્ષસી ત્રિમૂર્તિઓનો વધ કીધો. પછી તો અડધોક કલાક, એકએક નાડી તૂટતી હોય એમ, ટેટાઓની લૂમોની લૂમોની પરંપરા એ દારૂખાનાની ત્રિમૂર્તિઓમાંથી ફૂટી રહી. દિલ સરોવરનાં જળની પેરે જનતા આનન્દહિન્ડોળે ચ્હડી.

શરદુત્સવિયાંઓ! શ્રીનગર અને મહીસુરના દશેરા ઉત્સવો બોલે છે કે આજનું ઉત્સવપર્વ રાવણવધનું ઉત્સવ-પર્વ છે. ત્રેતા યુગમાં સિંહલદ્વીપની સીમમાં આજે દેવોએ

રાક્ષસોને સંહાર્યા, પુણ્યનો પાપ ઉપર વિજય થયો. વિજયાદશમીનું ઉત્સવપર્વ વિજયપર્વ છે.

વિશેષમાં મહાભારત કહે છે કે આજે વિરાટનગરનો ગુપ્તવાસ પૂરો થયે પાંડવોએ શમીની વૃક્ષડાળીઓમાંથી નિજ શસ્ત્રઅસ્ત્રો ઉતાર્યાં અને સજ્યાં. ઈતિહાસ કહે છે કે ક્ષત્રિયો આજ સીમોલ્લંઘન કરતા.

આજે છે જયનું પર્વઃદેવોનો અસુરો ઉપર જય, પુણ્યનો પાપ ઉપર જય. વિજયાદશમી વિજયપર્વ છે.

વડોદરાથી કલકત્તા અને શ્રીનગરથી મહીસુર–ચોખૂટ ભરતખંડમાં યુગયુગથી ઉજવાતો આજનો ઉત્સવ છે. પાપ ઉપર પુણ્યનો વિજય કિયો દેશ કે કિયો યુગ ન ઉજવે ?

આજે ગ્રે દિલમાંના દૈત્યોને સંહારશો તો જીવનના જય માણશો.

અમેરિકાના લોંગફેલો નામના કવિએ Psalm of Life–જીવનસ્તોત્ર નામનું કાવ્ય લખ્યું છે. એ કાવ્યનું કાવ્ય ભાષાન્તર ૧૮૫૯ થી ૧૯૦૭ સૂધી સરકાર વાંચનમાળામાં ગુજરાતને ભણાવતી. લોંગફેલોનું એમાં એક કાવ્યચરણ છે.

Be not like drumb driven cattle,
Be a hero in the strife.

લોંગફેલોએ ભાખેલો એ Strife–એ વિગ્રહ તે કિયો ?

નિત્યનિત્યનો, પ્રહરપ્રહરનો, ક્ષણક્ષણનો, સર્વતોવ્યાપી ને સર્વતોમુખી, દેશદેશમાં ને પ્રજાપ્રજામાં પ્રવર્તતો એ જીવનસંગ્રામ–Struggle for Existance. સેનાઓના મહારણસંગ્રામો તો દાયકે આવે કે સૈકે આવે; જીવનસંગ્રામ તો નિત્યનિત્યનો છે, ક્ષણક્ષણનો છે. સહુએ નિજનિજનો જીવનસંગ્રામ જીતવાનો છે.

આજના પર્વનો સંદેશ એ છે કે જીવનના જયને માણો.

એ જીવનના જય કઈ વિધે સાધવાના છે?

આજના આનન્દોત્સવના પર્વે ફિલસુફીનાં ભુંગળભટિયાં હું નહિ ઉખેળું; ત્હો ય એકબે વાનાં તો કહેવાં પડશે. આજના યુગમાં Phisiology ઉપર Psychology નાં સામ્રાજ્ય પ્રવર્તે છે; એટલે આ યુગમાં Psychology ની વાતો, આતમદ્દેશની વાતો સદન્તર તો નહિ વિસારાય.

જીવનના જય એટલે કર્મયોગની પરમ સિદ્ધિ. અને નિષ્કામ કર્મયોગનાં વિસ્તારવર્ણન છે ગીતાજીમાં. એ કર્મયોગનો વિસ્તાર આજે મ્હારે નથી પ્રબોધવો; સૈકાઓથી શાસ્ત્રવિદોએ પ્રબોધેલો છે. સૈકાઓના ઉપદેશોએ નહિ શીખ્યા હોય તે 'પેંગડે પગ ને બ્રહ્મોપદેશ' જેવી આજની અલ્પાક્ષરીથી શું શીખવાના હતા?

ત્હો ય અખંડ સ્મરવા જેવો કર્મયોગનો એક શ્લોક સંભળાવવાનો લોભ ઝાલ્યો નથી રહેતો. એ શ્લોકમાં છે કર્મયોગનો સારસર્વસ્વ.

> કર્મમાં જ અધિકાર તાહરો,
> ના–નહી જ ફળમાં કદી ય તે;
> લોભી કર્મફળનો થતો નહી,
> હો ન સંગ તુજને અકર્મનો.

**जयाजयौ समे कृत्वा**—સમ માની જયાજય આયુષ્યને પન્થે વિચરવાનું છે, આનન્દતા વિચરવાનું છે. જીવનના ભાર વિંઢાળીને વિચરવાનું નથી.

પેલી વાત છે ને કે સોનામઢયો ઓરસિયો કંઠમાં પ્હેરીને બાઈ દળવાને બેઠી. ઘંટીનો એક ફેરો ફેરવતી જાય.

ને ઓરસિયો હૈયે ભટકાતો જાય; ઘંટીનો બીજો ફેરો ફેરવતી જાય ને ઓરસિયો હૈયે ભટકાતો જાય. પણ સોનાનો મઢેલો ઓરસિયો હતો; કેમ ઉતારાય? અન્તે છાતી દુઃખવા આવી ત્યારે ઉતાર્યો.

એવી છે સોનાના ઓરસિયાની કથા. સોનું કોને જોઈતું નથી? સ્વયં ભગવાન સોના દ્વારકામાં વસતા. પણ સોના એકને જ જીવનસર્વસ્વ માની આયુષ્યપંથે વિચરે છે એમને ઘંટીને ફેરે ફેરે સોનાનો ઓરસિયો હૈયે ભટકાય છે.

ત્હારે આયુષ્યપન્થે કેવી રીતે સંચરવું ઘટે? ઉત્તર કબીરજીએ આપ્યો છે.

હવે તો નળ થયા એટલે બાઈઓને પાણી ભરવાનાં નથી. પણ જાળવજો ને જતન કરજો; પનહારીઓનાં આરોગ્ય અને પનિહારીઓની કવિતા, એ જળ ભરવાનું ઓસરી ગયું એમ, ઓસરી ન જાય.

કબીરજી કહે છે કે પાણી ભરીને વળતી સહિયરોની પેઠે આયુષ્યપન્થે સંચરવાનું છે.

કૂવાકાંઠેથી કે સરોવરપાળેથી સરખી સાહેલીઓ પાછી વળે છે ત્હારે પ્રત્યેક કોમળાંગીને માથે પાંચ શેર–દસ શેરનું જળ બેડલું હોય છે; પણ પનિહારીઓને એ જળહેલનો ભાર લાગતો નથી. સહિયરો શું હસતી, રમતી, વાતો કરતી, આનન્દતી પનહારીઓ વિચરે છે; જાણે સચ્ચિદાનન્દની કુંવરીઓ.

આયુષ્યપંથે પણ એમ સંચરવાનું છે. સહુએ નિજ નિજની જીવનહેલના ભાર વહવાના છે; પણ એ ભાર ન લાગે એવી રીતે જીવનસંગાથીઓ શું હસતાં, રમતાં, વાતો કરતાં, આનન્દતાં સૌએ સંસારમાર્ગોમાં સંચરવાનું હોય.

કરમાયેલે મુખડે ને બળિયેલ હૈયે આયુષ્યની યાત્રા કરવાની નથી. ક્ષણે ક્ષણે સચ્ચિદાનન્દને માણતાં–મણાવતાં સંસારના માર્ગે સંચરવાનું છે.

કવિતા લખે એ કવિ એ વ્યાખ્યા અધૂરી છે. જીવનના રસ ને આનન્દ માણે તે સહુ કવિ એ વિશાળી વ્યાખ્યા સાચી છે.

જીવનના રસ ને આનન્દ માણતાં માણતાં જયપન્થે જવાનું છે.

જીવનના જયની ઘડીઓ છે સચ્ચિદાનન્દની ઘડીઓ.

આશા ભર્યાં તે અમે આવિયાં,
ને મ્હારે વ્હાલે રમાડેલ રાસ રે,
આવેલ આશા ભર્યાં રે.

શરદ પુનમની રાતડી,
ને કાંઈ ચંદ્રો ચ્હડયો આકાશ રે,
આવેલ આશા ભર્યાં રે.

પાયે રાઠોડી મોજડી,
ને કાંઈ ખંભે ખાંતીલા ખેસ રે;
આવેલ આશા ભર્યાં રે.

એ રાસને સોરઠના રાસજીવનનો જય હું માનું છું. ફૂલપાંખડીનું પૃથક્કરણ કરાય તો ગીતપાંખડીનું પૃથક્કરણ કરાય. ફૂલપાંખડીનું પૃથક્કરણ કરીએ તો પાંખડી યે જાય ને પરિમળે જાય. પણ આ રાસમાંથી તો અર્ક કાઢવા જેવું છે. અર્ક કહાડ્યે અત્તર નીકળશે.

પ્રથમ તો—જે રાસેશ્વરે રાસને વિશ્વવિખ્યાત કીધા, એ શ્રી કૃષ્ણચંદ્રના શરદુત્સવનો એ રાસ છે.

બીજું તો—એ રાસ સાંભળ્યો ને રમાતો દીઠો હતો એવા સોહાગિયા સંજોગયોગમાં કે આત્માની પાટી ઉપર એ અમર કોતરાઇ રહેલો છે. શરદનાં દૂધમલ અજવાળિયાં હતાં, ચન્દનીના ન્હાનકડા સરોવર સમો દરબારગઢનો ચોક હતો. દરબારો ને રાજકુમારો રાસરમણાએ ચ્હડયા હતા. થામાં અતિશય ધીમાશની થામાં, રેલ્વેગાડી સ્ટેશનમાંથી ઉપડે છે એથી યે અધિકી સુકુમારિતાથી નાજભા નામના ચારણદેવે ગીત ઉપાડયું. સભર ભરેલા કંઠમાંથી નીકળતા શબ્દસમીરણોએ, મેઘઘટા અન્તરિક્ષને આચ્છાદી રહે એમ, આચ્છાદી દીધું, ભરી દીધું. ગજગતિએ રાજપગલીઓ ઉપડવા માંડી, ચન્દનીનાં ભર્યાં ભર્યાં જળમાં, પણ ધીરાં—અતિ ધીરાં, પ્રલંબ લ્હેરિયાં જાગ્યાં. રાસ મંડાણો.

પછી તો ઘડીકમાં રાસ જામ્યો. હૈયામાં ચ્હડેલી ભરતી બધે ઉછળવા લાગી. પગલીઓમાં જોમ આવ્યું. ગજગતિ મટી થનગનતા તોખારનો થનગનાટ થઈ રહ્યો

અને છેલ્લાં બે ચરણોએ તો રાસ ચક્રાવે ચ્હડયો. અશ્વરાજને રપેટીના ચક્રાવે ઘૂમાવે છે એવી રાસઘૂમડીઓ ઘૂમાઇ રહી. થનગનાટ ખોલીને હરણફાળ થયો. વાવાઝોડું વાય ને વૃક્ષરાજની ડાળીએ ડાળી અથડાય, એવી હાથની દેહડાળીઓ તાળી પાડી રહી. રાસ ચલતીને ચક્રાવે ચ્હડયો. સહિયરો કૂદડી ફરે છે એ યે ધીમી છે. સમશેરિયા સમશેરની પટાવલિ ખેલે છે એવી રાસની રમઝટ ઉછળી રહી. શરદચન્દનીમાં ઘમ્મરવ્હલોણું ઘૂમવા લાગ્યું ને ચન્દનીનાં તેજનીર

ધમધમ જાણે બોલી રહ્યાં. હૈયાના ભાવ નિર્ઝરતા હોય એવા પરસેવાના ઝેબે ઝેબ નીતરી રહ્યા. હાથીઓ જળવિહારે જાય છે, શૂંઢમંડળમાંથી ફૂવારાધારાઓ ઉછાળે છે, અને ત્ય્હારે સરોવરજળ ડોલી ઉઠે છે, એવું અન્તરિક્ષ ડોલી ઉઠ્યું. શંભુનૃત્ય સમા જોગસંજોગમાં એ રાસ રમાતો નિરખ્યો હતો.

અને મ્હોટું તો એ છે કે એ રાસમાં સનાતન સત્ય છે. સનાતન સત્યના ઉચ્ચાર વિના કોઈ કવિતા અમરત્વને વરતી નથી. પૃથ્વી ઘૂમે છે, સૂર્યચન્દ્ર ઘૂમે છે, સૂરજમાળાઓના મહામહાન ફાળકા સમો વિરાટ ઘૂમે છે. વિશ્વવિરાટ એમ રમણે ચ્હડયો છે. એની પગલીમાં પગલી પૂરશો કે પગલાં અવળાં માંડશો ?

વિશ્વવિરાટની પગલીમાં પગલી પૂરશો, બ્રહ્માંડનો મહારાસ જામ્યો છે એ રાસની રસોર્મિસંગે રમશો, તો તાલસંગ થશે; નહી તો તાલભંગ થશે.

The one far off Divine Event
To Which the whole Creation moves;

સૃજનના એ પરિપાક ભણી સૃષ્ટિ ધપી રહી છે. માનવ વંશની મહાશાખાઓ પરસ્પર શું અથડાશે? કેપરસ્પરને ટેકવશે?

વિશ્વવિરાટ શું તાલસંગ એ પુણ્ય, વિશ્વવિરાટ શું તાલભંગ એ પાપ. માનવી પુણ્યમાર્ગે વળશે કે પાપમાર્ગે ?

નરસૈયાએ રાસેશ્વરના મહારાસનાં દર્શન કીધાં હતાં, અને તેથી પોતે રાસ રમતા ને રમાડતા. જગતમાં તાલભંગ નહીં–તાલસંગ જમાવતા. વિરાટપગલીમાં પગલી પૂરતા.

તારાબાગના શરદુત્સવિયાં નરનાર ! શરદુત્સવનો એ

સન્દેશ છે; વિશ્વવિરાટની પગલીઓમાં પગલી પૂરવી.

નિત્યનિત્ય રાત્રીએ રાત્રીએ ગગનમંડપમાં નિહાળજો. તારામંડળ ત્ય્હાં રાસઘૂમડીએ ઘૂમે છે. ત્હમારી સન્મુખે સાગર વિસ્તરે છે. ભરતી હો કે ઓટ હો, મધ્યાહ્ન હો કે મધરાત હો, સાગરલહરીએ વિશ્વઘૂમણમાં ઘૂમે છે. માનવવંશની કોટીતન્તુ વીણા સંવાદ પૂરશે કે વિસંવાદ?

સારંગીના સો યે તાર વિસંવાદે બોલે તો સંગીત કેવુંક જામે ?

શરદુત્સવિયાંઓ ! જીવનનો પરમ જય એ છે કે વિશ્વ વીણાના ત્હમે તાર છો, તો વીણા સાથે એકતાર થાવ.

જગત એ અવધૂતનું છે, જે વિરાટની પગલીમાં પગલી પૂરી ડગ ભરે છે, બ્રહ્માંડવીણા શું એકતાર છે.

અમે જોગી મહાવરવા, સ્મશાનો ઢૂંઢનારાઓ;

ઝમીં ને આસમાનોના દડા ઉડાવનારાઓ. (કલાપી)

ભૂગોળ ને ખગોળના ભલે દડા ઉડાવજો, પણ બ્રહ્મસંગીતના સંવાદે ખેલીરમીને, બ્રહ્માંડતારોમાં તાર મિલાવીને.

એમ બ્રહ્મસંગીતમાં સૂર પૂરે છે તે જીવનના પરમ જય માણે છે.

શરદુત્સવિયાંઓ ! આજે ત્હમારા ઉત્સવની પૂર્ણાહુતિ છે. આજે દશેરા છે, જયનું પર્વ છે. વર્ષભરનાં હૈયાં ભરી લેજો, કે આત્મા રસતરસ્યો ન રહે. આભથી યે અધિકાં રસનાં સરોવરો ભર્યાં છે. ઉરને તરસ્યાં રાખશો મા. જાવ, જગતમાં જાવ, ને જીવનના જય માણો.

જ્યહાં આગમનાં અજવાળાં વાય રે,

જય એહ જીવનના, જીવનના.

---

# વૈષ્ણવ સુધા એકાદશી

શ્રી પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ્

શ્રી ઘાટકુપર વૈષ્ણવ સમાજ

શ્રી પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત પ્રચાર સમિતિ

શ્રી વૈષ્ણવ છાત્ર પરિષદ્, મુંબઈ

આશ્વિન કૃષ્ણ પ્રતિપદા, સં. ૧૯૯૩; બુધવાર; ૨૦ મી ઓકટોબર ૧૯૩૭.

આ વસન્ત ખીલે શતપાંખડી, હરિ ! આવોને;
આ ધરતીએ ધરિયા સોહાગ; હવે તો હરિ ! આવોને.
આ વિશ્વ વદે છે વધામણી; હરિ ! આવોને;
આવી વાંચો અમારાં સૌભાગ્ય; હવે તો હરિ ! આવોને.

આ ચન્દરવો કરે ચન્દની, હરિ ! આવોને;
વેર્યાં તારલિયાનાં ફૂલ; હવે તો હરિ ! આવોને.
પ્રભુ ! પાથરણાં દઈશ પ્રેમનાં, હરિ આવોને;
દિલ વારી કરીશ સહુ ફૂલ; હવે તો હરિ ! આવોને.

આ જળમાં ઉઘડે પોયણાં, હરિ ! આવોને;
એવા ઉઘડે હૈયાના ભાવ; હવે તો હરિ ! આવોને.
આ માથે મયંકનો મણિ તપે, હરિ આવોને;
એવા આવો, જીવનમણિ માવ ! હવે તો હરિ ! આવોને.

આ ચન્દની ભરી છે તળાવડી, હરિ ! આવોને;
ફૂલડિયે બાંધી પાજ; હવે તો હરિ ! આવોને.
આ આસોપાલવને છાંયડે હરિ ! આવોને;
મનમહેરામણ મહારાજ ! હવે તો હરિ ! આવોને.

મ્હારે સૂની આયુષ્યની શેરીઓ, હરિ ! આવોને;
મ્હારે સૂની સૌ જીવનની વાટ; હવે તો હરિ ! આવોને.
મ્હારા કાળજ કેરી કુંજમાં હરિ ! આવોને;
મ્હારા આતમસરોવરઘાટ હવે તો હરિ ! આવોને.

મહાસ્ત્ર ઉપનિષદનું ધનુષ્ ધરી,
ઉપાસનાથી ઘસ્યું બાણ સાંધીને;
ખેંચી જ તદ્‌ભાવ વિલીન ચિત્તથી,
વીંધો વીરા ! અક્ષરરૂપ લક્ષ્ય એ.

ધનુષ્ ઓંકાર, બાણ આત્મા, બ્રહ્મ કહે લક્ષ્ય તેહનું;
ધીરે એ વીંધવાનું; ને બાણ શું થવું તન્મય.

મુંડક ૨; ખંડ ૨; મન્ત્ર ૩ ને ૪

અને મહર્ષિઓએ વળી વળીને કોલ દીધો છે કે **धीरस्तत्र न मुह्यति**; ત્હેમાં મોહે ન ધીર કો.

વૈષ્ણવજન હો !

વિષ્ણુનો ઉપાસક તે વૈષ્ણવ. આવો જગત્‌વિશાળી વૈષ્ણવતાની ધર્મવાર્તા કહું.

વિષ્ણુના ઉપાસક કોણ નથી ? સ્વામીનારાયણ નથી ? પ્રાર્થનાસમાજ નથી ? બ્રહ્મસમાજ નથી ? આર્યસમાજ નથી ? કબીરપન્થ નથી ? શીખપન્થ નથી ? ખ્રીસ્તમંડળ નથી ? આપણા નરસિંહ ને સ્વામીનારાયણનું સન્તમંડળ, મહારાષ્ટ્રના તુકારામ, નામદેવ, રામદાસ, મદ્રાસના રામાનુજાચાર્ય ને મધ્વાચાર્ય, બંગાળના ચૈતન્ય પ્રભુ, ગોકુળમાં વલ્લભાચાર્યજી; રાજસ્થાનનાં મહારાણી મીરાં, વૃન્દાવનચિત્રકુટના સૂરદાસજી ને તુલસીદાસજીઃ એ સહુ ભારતનાં વૈષ્ણવરત્નો છે. ઈશૂ ખ્રિસ્ત, સેન્ટ પોલ, સેન્ટ પીટર, થોમસ એ કેમ્પિઝ, ને ખ્રીસ્તમંડળની સન્તમંડળી સહુ ભારત બહારના વૈષ્ણવરાજો હતા. સહુએ વિષ્ણુને ગાયાઉપાસ્યા છે, ભાગવત ધર્મે જીવનપ્રાન્ત ઉજાળ્યા છે.

પૃથ્વીપગથારની આજની અબજ માનવતામાંથી લગભગ ૮૦ કરોડ વૈષ્ણવધર્મી છે.

સજ્જનો ! જગતનો વડામાં વડો ધર્મ આજ વૈષ્ણવ ધર્મ છે. એ પૃથ્વીવિશાળ વૈષ્ણવતાની કથા આજ ત્હમને કહું.

હું સ્વયં વૈષ્ણવ છું, ભાગવતધર્મી છું. વૈષ્ણવતાને કંઈક માણીઅનુભવી છે. કવિતાદેશથી યે ઉન્નત એ વિષ્ણુદેશની વૈભવલીલા છે. પુણ્યથી યે પર, સાત્ત્વિકતાથી યે ઉત્તુંગશિખરી, આત્માની કો પરમ દશા હોય તો તે વૈષ્ણવતા.

દુનિયાંવાસી ૮૦ કરોડ માનવવંશ વન્દે છે, પૂજે છે, પ્રણમે છે એ સર્વતોમુખ વૈષ્ણવતાની વિશ્વભાવનાની ત્ય્હારે સ્વરૂપઝાંખી આજે કરિયે. માત્ર ગુજરાતે જ નહિ; જગતભરની કવિતાએ વૈષ્ણવતાને ગાઈ—ગજાવી છે એટએટલી અન્ય કો આતમભાવનાને—પ્રેમભાવનાને પણ કદાચ ગાઈ ગજાવી નહિ હોય.

મન્ત્રદ્રષ્ટા મહર્ષિઓ કહે છે કે ઉપનિષદરૂપી ધનુષ્ય ધારીને, ઉપાસનાથી ઘસી તિક્ષ્ણ કરેલું બાણ સાંધીને, અને તદ્‌ભાવ વિલીન ચિત્તથી એ બાણને ખેંચીને, હે વીરા ! એ અક્ષરરૂપ લક્ષ્યને વીંધો. ઓંકાર ધનુષ છે, બાણ આત્મા છે, ને બ્રહ્મ લક્ષ્ય છે. ધીર પુરૂષે એ બ્રહ્મલક્ષ્ય વીંધવાનું છે; અને પછી બાણની પેરે લક્ષ્યમાં તન્મય થવાનું છે. સવિશેષે મહર્ષિઓનો કોલ છે કે ધીર પુરૂષ એમાં મોહ પામતો નથી.

ચાલો ત્હારે એ વિશ્વવૈષ્ણવતાનાં દર્શને. ઉપનિષદોની પાંખે બેસીને આત્માએ બ્રહ્મલોક ભણી ઉડવાનું છે આજ.

ન્યારૂં શ્રેયસ્, ન્યારૂં તો છે જ પ્રેયસ્;
નાનાર્થે જનને એહ બન્ને ય બાંધે.
ત્હેમાં શ્રેયસ્ ગ્રેહનારનું થાય સારૂં;
ને લક્ષ્ય ચૂકે પ્રેયસ્‌ને વરે જે.

કઠ, અ. ૧; વલ્લી ૨ જી; મંત્ર ૧

પ્રેયસ્ અને શ્રેયસ્‌ની પેઠે, પાપ ને પુણ્યની પેઠે, પ્રથમ તો ઉપનિષદો માનવસંઘના બે વર્ણ પાડે છે કે કેનાથી ને ક્રિયા વિધિવિધાને એ પમાય.

બ્રહ્મયાત્રિકને, સમર્થને તેમ જ અસમર્થને, સર્વમાન્ય એક ચેતવણી મહાર્ષિઓની છે કે હિમાલયની કેડીથી યે માર્ગ કપરો છે.

ઘસેલી અસ્રાની દુર્ગમ ધાર જેવો
એ માર્ગને વિદુષો દુર્ગમ વદે છે.

કઠ, અ. ૧; વલ્લી ૩ જી; મંત્ર ૧૪

પછી મંત્રદ્દષ્ટાઓની પ્રથમ હાકલ એ છે કે (મુંડક ૩, ખંડ ૨ જો, મંત્ર ૩)

**नायमात्मा बलहीनेन लभ्यः**; ન આ આત્મા બલહીને પમાય. આપણા કવિસન્તોએ ગાયું છે કે

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને!

પેટ કટારી રે કે પહેરી સન્મુખ ચાલે,
સાચા શૂરા રે જેના વેરી ઘાવ વખાણે.
આડાઅવળા રે ઉડે ભાલા અણિયાળા,
મોહ ન પામે રે ત્યહાં યે કદિ યે મતવાલા;
કેસરી સિંહની રે પેરે એકાકી વિચરે.

યૂરોપના ધર્મઇતિહાસમાં ઈન્ક્વીઝીશનની રોમન કોર્ટ, ઈંગ્લાંડની મહારાણી મેરીના રાજ્યુગની Stake-થંભ-જવાળાઓ, આપણે દેશે ગુરૂ બન્દાના બહાદુરિયાઓની સ્વાર્પણકથની, સ્વયં ઈશૂ ખ્રીસ્તની વધસ્તંભવાર્તાઃ એ ઇતિહાસો વિચારી જોજો. મંત્રદ્રષ્ટાઓનો સત્ય સિદ્ધાન્ત આજે તો ઇતિહાસસિદ્ધ છે.

પાંખમાં બળ હોય એ પંખી ઉડે; બળ ન હોય એ ન ઉડે; એને ય આજે સાબીતિઓ જોઇયે છીએ? એ સ્વયંસિદ્ધ નથી?

વળી કહે છે; ( મુંડક ૩; ખંડ ૨ જો; મંત્ર ૩–૪)

ન આ આત્મા પ્રવચને પમાય;
ન મેધાથી, ન બહુધા સુણ્યાથી.

* * *

ન પ્રમાદે, ન તપથી અયોગ્ય.

હિરણ્યકશ્યપુએ ને રાવણે તપ કય્હાં ઓછાં કીધાં હતાં? વરદાનો તો અનભેનાં માગી લીધાં હતાં. એમની યોગ્ય તપશ્ચર્યા ન્હોતી, અયોગ્ય તપશ્ચર્યા હતી.

વળી મંત્રદ્રષ્ટાઓ કહે છે કે ( કઠ, અ. ૧; વલ્લી ૨ જી; મંત્ર ૨–૩ )

ન એ આત્મ લભ્ય વ્યાખ્યાનથી જ;
ન બુદ્ધિથી, ન બહુ કથા સુણ્યે.

આપણો અખો હથોડા ઠોકી ઠોકીને કહી ગયો છે કે

કથા સુણી સુણી ફૂટયા કાન, ત્હો ય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

આ બધાનું કારણ શું? કારણ તો કાંઈક હશે જ ને?

પ્રથમ કારણ તો એ છે કે બેઠા છે કથામાં ને જીવ છે સોનામાં.

સોનાના પાત્રથી આ તો ઢાંકયું છે મુખ સત્યનું;
તે તું ઉઘાડ, હે પૂષન્ ! દર્શને સત્યધર્મના. ઈશ, મંત્ર ૧૫

બીજું કારણ એ છે કે દૃષ્ટિ ત્હેવી સૃષ્ટિ. ભેદોને જોનારાઓ ભેદોમાં ભમે છે, એકતાને જોનારાઓ એકતામાં રમે છે. (કઠ, અ. ૨; વલ્લી ૪; મંત્ર ૧૪ મો)

જેમ શિખરે વર્ષ્યું વારી પર્વતોમાં રડે-દડે,
એમ નાના ભેદ જોનારા ભેદોની જ પૂંઠે ભમે.

અને છેલ્લે છેલ્લે મંત્રદૃષ્ટા મહર્ષિ ગાજી ઉઠે છે કે

અવિદ્યાને અન્તરે મ્હાલનારા,
નિજને ડાહ્યા પંડિત માનનારા,
મૂઢા ભમે ગોળ વારવારે હણાઈ;
અન્ધે જાણે દોરિયા આંધળાને.

મુંડક ૧; ખંડ ૨; મંત્ર ૮ મો.

આંધળાએ આંધળાંઓને દોર્યા તે ઘાંચીની ઘાણી જેવા ગોળ ચક્રાવે ચ્હડયા—**परियन्ति मूढाः**. સારો દિવસ ચાલીને સ્હવારે હતા ત્યહાંના ત્યહાં જ સ્હાંજરે.

ઘણાંને એનું શ્રવણ કાને નથી પડયું. ઘણાંને શ્રવણ છતાં જ્ઞાન નથી જાગ્યું. એનો વ્યાખ્યાતા વિરલો, પામનારો ચતુર, ને જ્ઞાતા તો કો અવધૂત જોગન્દર.

મળ્યો નથી એ સુણવા યે ઘણાંને;
સુણ્યા છતાં યે ઓળખે ના ઘણાંઓ.

વક્તા એનો વિરલો, પામનારો ચતુર,
જ્ઞાતા અજબ કો પ્રબુધે પ્રબોધ્યો.
કઠ, અ. ૧; વલ્લી ૨ જી; મંત્ર ૭ મો.

અને અવળવાણુના યે ઋષિમંત્રો છે. કેન ૨; મંત્રો ૨–૩.

ઠીક જાણ્યો એમ ના માનું; ન જાણ્યો એમ જાણિયો;
જે જાણે એમ તે જાણે; જાણ્યો કહે તે ન જાણતો.
જેણે ન જાણ્યો, ત્હેણે જાણ્યો;
જેણે જાણ્યો, ત્હેણે ન જાણિયો.
ન ઓળખ્યો ઓળખનારે,
અણુઓળખનારે જ ઓળખ્યો.

ખ્રીસ્તી વૈષ્ણવ સાધુનાં બે ફિલસુફીનાં પદો છેઃ God is apprehensible, but not comprehensible.

આ અજ્ઞેયવાદ નથી. અજ્ઞેયવાદ હર્બર્ટ સ્પેન્સરનો હતો. એક જ અમોઘ વાક્યબાણે માર્ટિનોએ અજ્ઞેયવાદને છેદ્યો છે કે It is like silence; you break it, as soon as you assert it. એ અજ્ઞેય છે એટલું યે સુનિશ્ચિત જ્ઞાન થયું; પછી અજ્ઞેય રહ્યો ક્ય્હાં? ભક્તરાજ સહસ્ર નામાવલિ ગોખે છે, પણ એના છઆઠ સગુણ વિશેષણો તો સ્પેન્સરે જાણે છે. પછી અજ્ઞેય ક્ય્હાં રહ્યો?

ત્ય્હારે માનવજ્ઞાનની સાચી જ્ઞાનઅવધિ શી છે? એક આપણું કાવ્યચરણ એનો ઉત્તર આપે છે.

બાંધી છે અવધિ ત્યંહાં લગી મતિ જીવો તણી ચાલશે.

સાચી વસ્તુસ્થિતિ એ છે કે એ Uuknowable–અજ્ઞેયે નથી; Comprehensible–પરિજ્ઞેયે નથી; પણ Apprehensible–કલાજ્ઞેય છે. બ્રહ્મ અને બ્રહ્માંડ બન્ને એવાં છે, કલાજ્ઞેય.

એ મંત્રત્રિપુટિથી ઉપનિષદની અંવળવાણુનો અર્થમર્મ ઉકેલાશે.

ફિલસુફોની જ્ઞાનચર્ચાઓ, ભકતોના આત્માનુભવો, અને અન્તર્યામી આત્મા સ્વયં સાક્ષી પૂરે છે કે એ અજ્ઞેય કે અલભ્ય નથી. તો પછી સૌને સહજ પ્રશ્ન પ્રગટે કે શા વિધિવિધાને એ લભ્ય છે ?

ઉત્તરમાં ઉપનિષદો કહે છે કે (કઠ, અ. ૧; વલ્લી ૩જી; મંત્ર ૩–૪)

આત્માને તું રથી જાણ, અને શરીરને રથ;
બુદ્ધિને તો સારથી, ને અછોડા મનને જ; ને
ઇન્દ્રિયોને કહે ઘોડા, વિષયો માર્ગ એહના;
મનેન્દ્રિયયુકત આત્માને ભોકૃતા જ ધીમતા કહે.

અને પછી વિસ્તારે છે કે (કઠ, અ. ૨; વલ્લી ૬; મંત્રો ૧૪–૧૫)

જ્યાહરે જ વિરામે છે સૌ હૈયાવાસી કામના,
ત્યહારે મર્ત્ય તરી મૃત્યુ અંહી માણે જ બ્રહ્મને.
સર્વે છેદાય છે જ્યહારે હૈયાની ગ્રન્થીઓ અંહી,
ત્યહારે મર્ત્ય તરે મૃત્યુ; એટલો ઉપદેશ આ.

અને એથી યે અધિકાં પગથિયાં છે બ્રહ્મતીર્થનાં. (મુંડક ૩; ખંડ ૧; મંત્ર ૫ મો)

સત્યે જ લભ્ય, તપથી, એહ આત્મા;
તત્ત્વજ્ઞાને, બ્રહ્મચર્યે સદા યે.

બ્રહ્મચર્યનો મહિમા ઋષિવરોએ મ્હોટો ગાયો છે. બ્રહ્મચારીએ નૈષ્ઠિક બ્રહ્મચર્ય ને ગૃહસ્થીએ ગાર્હસ્થ્ય બ્રહ્મચર્ય

પાળવાનાં છે. મહર્ષિઓ ભાખે છે કે બ્રહ્મચર્યથી એ નિત્યગમ્ય છે.

આપણો વૈષ્ણવોચ્ચાર પણ એ જ છે કે **रसिकाः कामवर्जिताः** રસિક એ કે જે કામવર્જીત છે. લગ્ને લગ્ને કુંવારો એ રસિક નથી, વ્યભિચારી છે.

અને છેલ્લે છેલ્લે પેલો વિશ્વગાજન્તો મંત્રોચ્ચાર હાકલ પાડે છે કે

**सत्यमेव जयते; नानृतम्.**
સત્ય જ જિતે છે, નહી અસત્ય;
સત્યે જ માર્ગ પાથર્યો દેવયાન.

(મુંડક ૩; ખંડ ૧; મંત્ર ૬ ઠ્ઠો)

પ્રાચીન ઉપનિષદોની પાંખે ગગનમાર્ગો નિહાળ્યા. હવે એક નવઉપનિષદ નિરિખિયે. ઘણાંઓએ એ જોયેલું છે. શ્રીમદ્ વલ્લભાચાર્યજીના ષોડશ ગ્રન્થોના મ્હારા ભાષાન્તરગ્રન્થમાં ઉપોદ્ઘાતરૂપે એ પહેલું છે. ન્હાનકડું છે; ઈશાવાસ્યથી યે ન્હાનકડું છે; માત્ર ૧૧ શ્લોકનું છે. એનું નામ વૈષ્ણવ સુધાએકાદશી. મ્હારી વૈષ્ણવી ભાવનાઓ એ એકાદશ શ્લોકોમાં સંભરેલી છે.

વિશ્વવ્યાપી વૈષ્ણવતાના દર્શને ત્ય્હારે હવે ચાલિયે.

**શ્લોક ૧ લો;**

વ્યોમે, ભોમે, લોકહૈયે, સંસારે, ને ગૃહેગૃહે,
કાવ્યમાં, ધર્મમાં, વિશ્વે **रसो वै सः** શ્રુતિ કહે.

એક આંબાનું વૃક્ષ છે. મૂળથી માંડી કુંપળ સૂધી સંભારી જાવ. એનાં મૂળ ન્યારાં, થડ ન્યારૂં, શાખાઓ ન્યારી, ડાળીઓ ન્યારી, ડાંખળીઓ ન્યારી, પાંદડાં ન્યારાં,

કુંપળો ન્યારી, મ્હોર ન્યારા, ફળ ન્યારાં. અનેકઅંગાળો આંબલો ઘેરગંભીર ઉભો છે. એનાં અંગઅંગ નિરનિરાળાં છે. રંગે રૂપે સ્વાદે ગુણે નામે નિરનિરાળાં છે. પણ એ સહુ એક સર્વવ્યાપી મહાતત્ત્વનાં રૂપાન્તરો નથી? આંબામાંનું એ એક તત્ત્વ કિયું, જેનાં એ સહુ રૂપાન્તરો છે, જે અલોપ થયે આંબો સજીવન ન રહે? દેહમાંથી આત્મદેવ જતાં અંગઅંગ કરમાઈ પડે છે, એવો આંબાનો આત્મદેવ કિયો?

આંબાનો આત્મદેવ છે આંબામાંનો સર્વસંચારી રસ.

મૂળ થડ શાખા પ્રશાખા પત્રો કુંપળો મ્હોરો ફળો-આંબાનાં સહુ અંગો આંબાના રસનાં રૂપાન્તરો છે, રસથી બન્ધાયેલાં છે. આંબાનાં મૂળને પાણી પાવ તે રસ થઇ નખશિખ મહાવૃક્ષને પોષે. એ રસસંચાર છે ત્ય્હાં સૂધી આંબો જીવે. એ રસસંચાર ઓસરે તો આંબો અસ્ત પામે.

એવો સમસ્ત વિશ્વનો આત્મદેવ બ્રહ્મરસ છે. શ્રુતિ એને **रसो वै सः** કહે છે. આકાશ ને પૃથ્વી, લોકહૈયાં ને સંસાર, કુળકુળના કુલાશ્રમો, કાવ્ય ને ધર્મઃ સહુ એ વિશ્વરસનાં રૂપાન્તરફળ છે. સારો વિરાટ બ્રહ્મરસથી સજીવન છે.

ગુર્જર કવિવર ગાય છેઃ

રસિયો રસે ભર્યો રે,

વ્હાલો મ્હારો વિઠ્ઠલ વર વરણાગી રે.

શ્લોક ૨ જો:

ઉગ્યો માર્તંડ પૂર્વ ક્ષિતિજ સુહવતો, તેજના પુંજ જેવો,
છોડી અંબોડલો, ને દિશદિશ પ્રસરે કીર્ણકેશાવલિને;
નામે રૂપે ગુણે યે વિધવિધ વિધિથી ખેલતો બહુરૂપી એ;
एकोऽहं બોલ બોલી बहु થઈ રમતો બ્રહ્મ બ્રહ્માંડરૂપે.

મુંડકોપનિષદ કહે છે કે તપથી બ્રહ્મ પ્રફુલ્લે છે; અને પછી વિશ્વહાકલ પાડે છે કે एकोऽहं बहु स्याम. પૂર્વે બ્રહ્મરસ એક હતો; પછી તે બહુ થયો. એ સુત્રધારે વિશ્વનું મહાનાટક વિસ્તાર્યું.

કોની પેઠે? તો કહે; સૂર્યોદય થાય છે ત્યહારે પ્રથમ પહેલાં તો વાળ્યાસંકેલ્યા અંબોડલા સમું તેજબિંબ એક હોય છે. પછી અંબોડલો છૂટે ને કેશાવલિ વેરાય, એમ સૂર્યબિંબમાંથી કિરણધારાઓ દિશદિશમાં પ્રસરે છે; એમ.

મંત્રદ્રષ્ટાઓ કહે છે: (મુંડક ૧; ખંડ ૧; મંત્ર ૭મો.)
કરોળિયો જેમ લાળ કાઢે—ગળે છે,
પૃથ્વીમાંથી ઓષધિઓ જેમ ઉદ્‌ભવે;
ને જેમ જીવન્ત નરથી કેશલોમ;
ત્યમ વિશ્વ આ અક્ષરથી જ ઉદ્ભવે.

વળી ( મુંડક ૨; ખંડ ૨; મંત્ર ૧ લો )

જેવા મહાદીપ્ત જ અગ્નિમાંથી
પ્રભવે હજારો તણખા તેહરૂપ;
નાના ભાવો અક્ષરમાંથી તેમ
પ્રભવે છે, ને થાય ત્હેમાં જ લીન.

એમ લીલા પ્રસારી, ને બ્રહ્મ બ્રહ્માંડરૂપ થયો.

**શ્લોક ૩ જો:** વેરાયાં ને વિખેરાયાં **બહુ** એમની એષણા
આરઝૂ એક થાવાની, **भक्ति** તે **प्रेमलक्षणा.**

પ્રાતઃ સૂર્યમાંથી વેરાયેલું સૌ કિરણમંડળ સાયંસૂ-ર્યમાં પાછું વતને જઈને વિરામે છે. **બહુની** એ એક થવાની એષણા–Instinctive longing–આરઝૂ, પરસ્પરનો એ પ્રેમભાવ, એ પ્રેમાકર્ષણ તે **प्रेमलक्षणा भक्ति**. શ્રીમદ્ ભગવદ્ગીતા કહે છે કે

અવ્યકતેથી વ્યકિતઓ સૌ પ્રભવે દિન ઉગતાં;
રાત્રી પડ્યે લીન થાય એહ અવ્યકતનામીમાં.

મધ્યસ્થ લોહચુંબક કઇ દિશામાં નિજનું મહાઆ-કર્ષણ નથી નાંખતું ? દિશદિશમાં વેરાયેલી લોહપતરીઓને એ મધ્યસ્થ લોહચુંબક આકર્ષે છે. એ સર્વવ્યાપી મહાગુ-રુત્વાકર્ષણના વિશ્વસિદ્ધાંત સમી સર્વવ્યાપી એષણા—આજન્મ આત્મઉછળતી ભાવના, પરમાત્માનું જીવાત્માને બ્રહ્માકર્ષણ તે પ્રેમલક્ષણા ભકિત.

પ્રેમલક્ષણા ભકિત માત્ર માનવવંશની ભાવના નથી. પ્રેમલક્ષણા તો વિશ્વવિરાટના અણુપરમાણુની સર્વવ્યાપી ભાવના છે. અનેકધા વેરાયેલું ને વિખેરાયેલું વિશ્વ એ એક મહાગુરુત્વાકર્ષણથી સાંકળેલું છે.

મંત્રદ્દષ્ટાઓ કહે છે કે (પ્રશ્નોપનિષદ; પ્રશ્ન ૨; મંત્ર ૬)

આરા શાં રથનાભીમાં પ્રાણે પ્રોવાઈ સૌ રહ્યાં;
ઋક યજુઃ ને સામમન્ત્રો; યજ્ઞો, ક્ષત્રિય, બ્રાહ્મણ.

વિરાટ વેરાયેલો, છતાં સંકળાયેલો–એકસ્થ છે.

પ્રેમલક્ષણા ભકિતની આ Sublime Mysticism–આ ભવ્ય અગમ્યવાદને ગોપગોપી જેવી અજ્ઞાન જનતાને ઝીલતી જોઇ કેટલાક સન્નિષ્ઠ પાદરીઓને પણ આશ્ચર્યાનન્દ થયાં છે.

વૈષ્ણવધર્મ પરમ mystic ધર્મ છે.

આરઝૂ એક થાવાની **भक्ति** તે **प्रेमलक्षणा**.

**શ્લોક ૪ થો;** ભટકી ભટકી રાત્રી અન્ધારભીષણ આથડી,
ભવભવની આ ઘૂમી ઘૂમી જ ભૂલભૂલામણી,
અતિ વલવલી, અશ્રુથી ધોઈ આંખ, ઉષા થતે,
**शरण** હરિનું અન્તે થાકી લીધું શરણાગતે.

પછી જીવાત્મા ભવચોર્યાસીમાં ભટક્યો. તેજલોકમાંથી આવનારને અહીં તો અન્ધારી મેઘલી મધરાત જેવું ભાસ્યું. ભૂલો પડ્યો, ભટક્યો, ભમ્યો, ઠોકરાયો; બહુ વલવલ્યો. અંતે આંસુથી આંખો ધોઈ, ત્‍હારે કીકીના મેલ ઉતર્યા ને ઉષા ઉગીઃ ત્‍હારે અન્તે શ્રી હરિનું શરણું લીધું ને પોકારી ઉઠ્યો કે 'શરણ પડ્યો છું, રે શ્રી હરિ!'

બ્રહ્મયાત્રાના યાત્રિકે એમ બ્રહ્મમાર્ગનું શરણું લીધું, દેવયાન માર્ગે પગલાં વાળ્યાં.

Self–surrender-શરણુએ બ્રહ્મમાર્ગનું પ્રથમ પગથિયું.

આપણું એક ભજન છે; એક કપટી ન તરે, મહારાજ! શરણ આયે સબ હી તરે, ( ધ. ધુ. અયોધ્યાપ્રસાદજી મહારાજ.)

ગીતાજીમાં સ્વયં ભગવાનનો કોલ છે કે **न मे भक्त विनश्यति;** ન મ્હારો ભકત વીણસે.

શ્લોક ૫ મો; પ્રેમની વેદિએ કીધાં પ્રેમે જે હવિ અર્પણ,
પ્રેમીનું પ્રેમને એહ સર્વસ્વનું સમર્પણ.

નર્મદાતીરેથી કવિવર દયારામ ગાઈ ગયા છે કે
જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ એના ઉરમાં ઠરે.

પણ દ્વારકાનો યાત્રાળુ આગગાડીમાં બેસે છે ત્યહારે સંગાથનો સકળ યાત્રાસરંજામ ગાડીમાં મૂકે છે કે અડધેરોક ? પાણીની શિરોહી કે ભાતાંનો કરંડિયો કે શ્રીમન્તની ચેક બૂક રહી જાય તો !

સંગાથનું સર્વસ્વ લઈને યાત્રાળુ યાત્રાએ નીકળે છે: બ્રહ્મયાત્રાળુએ પણ સર્વસ્વનું સમર્પણ કરવાનું છે.

મરજાદ લેવી, અપરસ, સ્વયંપાક એ સહુ સમર્પણનાં વિધિવિધાનો છે. એ વિધિવિધાનોમાંનો આતમભાવ તે સમર્પણ.

સમર્પણી થવું સહેલું હશે કાં ? ઉપનિષદમાંનો વિશ્વજીત યજ્ઞ, અવધૂતોની જાયગા લૂંટાવી દેવી, એ સર્વસ્વનું સમર્પણ; અને એ સમર્પણી.

ઈબ્સનનું નાટક છે બ્રાન્ડ. પાંચે પહોરની નિમાઝ જેવો વારંવાર ગાજન્તો બ્રાન્ડનો મધ્યવર્તી મહામન્ત્ર એ છે કે Everything or Nothing.

સંસારમાં સહુ પગલીઓ ભરે છે, ને પગલેડગલે ચાલે છે કે ક્યહારેકે ઘડીક દોડે યે છે. પણ આંખ તો જ્યહારે જ્યહારે ઉઘડે છે, ત્યહારે કીકીનાં કિરણો આભની યે પેલી પારે જઇને બેસે છે.

સંસારિયાંઓને કાજે One step enough for me એ સાચું સૂત્ર છે;બ્રહ્મયાત્રાના યાત્રાળુનો તો Everything or Nothiug એ જ જીવનમન્ત્ર હોય.

નરસિંહને જઈને પૂછો, મીરાંને પૂછો, સૂરદાસને પૂછો. એક જ ઉત્તર મળશે કે Everything or nothing; સર્વસ્વનું સમર્પણ.

જેવો ને જેટલો પ્રેમીનો પ્રેમ, ત્‍હેવું ને તેટલું પ્રેમીનું સમર્પણ.

પંચમાંશ પૃથ્વી ને ચતુર્થાંશ માનવવંશની બાદશાહી પ્રેમની વેદિએ સમર્પનારને તો આ જમાનાએ પણ જોયો છે.

**શ્લોક ૬ ઠ્ઠોઃ**

વ્રજનાં વાસી રમે રવિકિરણ શાં, એ ગોપગોપીકુલો
વનની મુક્તિ તજી પૂરાય પુરમાં, વાસે જઈ ગોકુલ;
વાગી બંસી ગંભીર ધીર મધુરી વ્હાલાની વ્હાલે ભરી,
ને લીધી વનવાટ; હા! રસરૂચિ એ **ब्रह्मसंबन्ध**ની.

શ્રીમદ્ વલ્લભાચાર્યજી પરમ વૈષ્ણવ હતા. વાદળ પાછળની વૈષ્ણવતાનાં દર્શન એમણે કીધાં હતાં. પ્રેમલક્ષણા ભક્તિ, શરણ, સમર્પણ, બ્રહ્મસંબંધ, કૃપાવાદ, પ્રેમસમાધિઃ વલ્લભાચાર્યજીનો એકૂકે મહામન્ત્ર ખોટો નથી, નિરર્થક નથી; સૌ મહાઅર્થવાહી છે. આજ આપણે એ મહાઅર્થો ભૂલ્યા છીએ; અને તેથી પાંદડાંને કેરી કહિયે છીએ ને છોડાંકાચલાંને નાળિયેર માનિયે છીએ.

ગોર ચોરીમાં મંગળફેરા ફેરવે એ લગ્ન? કે આત્મા આત્મા શું જોડાય એ લગ્ન?

મંગળફેરા માંગલ્યકારી છે, પણ બાહ્ય વિધિ છે. આત્મા શું આત્માનો યોગ એ બ્રહ્મસંબંધ અને એ લગ્ન.

આષાઢીલો મેઘ વરસે, નદીનાં નીર ઉછાળે ચ્હડે, ને

રેતીનો દાંડો તોડી–વછોડી નદી સાગરમાં ભળે એ બ્રહ્મસંબંધ.

બ્રહ્મપણામાંથી જન્મતો બ્રહ્મસંબંધ આતમભાવ છે.

રવિકિરણો શાં રમતાં વ્રજવાસી મુક્તો, એ ગોપ-ગોપીનાં વૃન્દ, ગોકુલ–ઈન્દ્રિયગ્રામમાં પૂરાયાં હતાં. પછી વતનની બ્રહ્મવાંસળી વાગી, 'આવો'નાં આમન્ત્રણ સાંભળ્યાં, ને ગોકુળવાસીઓએ પાછી વ્રજની વાટ લીધી. ભકતરાજની એ સાલોકયસાયુજ્યની ભાવના તે બ્રહ્મસંબંધની રસરુચિ. એ બ્રહ્મસંબંધની તાલાવેલી શાને કારણે ? એક જ કારણે અને તે એ કે

**धीर समीरे यमुनातीरे वसति वने वनमाली.**

**શ્લોક ૭ મો:**

હવે મહામન્ત્ર આવે છે એનો દેશેદેશે ને યુગે યુગે અનર્થ થયેલો છે. આપણે ત્હાં જ નહિ, યૂરોપમાં–વલ્લભસંપ્રદાયમાં જ નહિ, ખ્રીસ્તમંડળમાં The Doctrine of Grace–કૃપાવાદનો અનર્થ ને અતિરેક થયો છે. સૈકાઓની જ્ઞાનચર્ચાઓ કૃપાવાદે જગાડી છે.

કૃપાવાદનો સિદ્ધાન્ત ખોટો નથી; એનો અતિરેક ખોટો છે.

વેવલા કહી નિન્દાતા વૈષ્ણવો જ નહિ; જસ્ટિસ રાનડે ને ડો. ભાંડારકર કરતા; સુધરેલી પૂના મુંબઈની પ્રાર્થનાસમાજો ઉપાસના ઉપાસનાને અન્તે ગંભીર ભાવે આજે યે આત્મોચ્ચારણ કરે છે કે

**ब्रह्मकृपा हि केवलम्, ब्रह्मकृपा हि केवलम्.**

કઠોપનિષદ કહે છે કે **यमेवैष वृणुते, तेन लभ्यः**.

કઠ, અ. ૧, વલ્લી ૨, મન્ત્ર ૨–૩. **तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम.** જેને વરે એ, એહને એ સુગમ્ય; એ આત્મા એને નિજ રૂપ ઉઘાડે.

ભક્તોનું ભક્તસંઘેથી વરૂણુ–**वरणोफलम्,**
પુષ્ટિ કહો, સંવનન કહો, એ **ब्रह्मकृपा हि केवलम्;**
**यमेव एष वृणुते, लभ्यः तेनैव निश्चलम्.**

અને કૃપાવાદ એટલે પુરુષાર્થશૂન્યતા નહિ. એની કૃપાને પાત્ર થવા કાજે પરમ પુરુષાર્થ તો આદરવા પડવાના જ. બ્રહ્મયાત્રા ચ્હડવાની છે, ઉતરવાની નથી.

બ્રાહ્મણુસંઘ મુંબઈમાં હજારોનો છે; પણ વરૂણીમાં પચ્ચીસ પચ્ચાસ સો બેસે. એ ઉપનિષદભાખી વરૂણી–બ્રહ્મકૃપા.

વર એટલે જ પસંદ કરેલો. આજે તો પૃથ્વીભરમાં પ્રશ્નો ચર્ચાય છે કે ધનના ઢગલા કે જાગીરોઇલ્કાબો કે રાજદરબારી વિલાસવૈભવ કે માબાપના મતમતાન્તર આપે એ વર. અને વરને જ વધુરાણી દેહ ઉઘાડે કે પરને?

કઠોપનિષદની પેઠે મુંડકોપનિષ પણ કહે છે કે ( મુંડક ૩; ખંડ ૨; મન્ત્ર ૩ જો )
જેને વરે એ તેહથી એ પમાય; ત્હેનેજ આત્માનિજ રૂપ ઉઘાડે.

અને પછી?

**શ્લોક ૮ મોઃ**

નેત્રો નેત્ર મંહી ઢળ્યાં, ઉર ઉરે પોઢયાં પ્રસન્નાબ્ધિમાં;
જીવનનાં કિરણો જગત્જીવનમાં ગૂંથાય સન્ધ્યા સમાં;

પ્રોવાયો પ્રીતઘેલડો રસભર્યો આત્મા જ પરમાત્મને,
લાધી **પ્રેમસમાધિ** પ્રેમધુનીને; **યોગેન્દ્રનો યોગ** તે.

અને પછી ?–વરૂણી પછી ? આંખઆંખના કિરણદોરઃ ‘ અખિયન અખિયનમાં ઢોળાય. ’

સ્હાંજે ફરવા જતી વેળા ક્ષિતિજપાળના સૂર્યદેવને આંખની દિશાદોરીમાં દીઠા છે ? ત્ય્હારે શું અનુભવ્યું હતું ? ‘ નેત્રો નેત્ર મંહી ઢળ્યાં. ’

સન્ધ્યાએ સન્ધ્યાએ શું થાય છે ? તેજ ને અન્ધાર પૃથ્વીને આરે પરસ્પરમાં ઢોળાય છે. ઉપનિષદભાખી બ્રહ્મકૃપાની વરૂણી પછી

પ્રોવાયો પ્રીતઘેલડો રસભર્યો આત્મા જ પરમાત્મને.

પ્રેમપન્થીઓ એને પ્રેમસમાધિ કહે છે; યોગેન્દ્રો એને યોગ કહે છેઃ આત્મા પરમાત્માનો યોગ.

**શ્લોક ૯ મોઃ**

બ્રહ્માનન્દ કહે બ્રાહ્મ, રસાનન્દ રસેશ્વર;
સચ્ચિદાનન્દ સન્તોઃ એ **આત્માનન્દ** અનશ્વર.

બ્રાહ્મો એને બ્રહ્માનન્દ કહે છે; રસેશ્વરો રસાનન્દ કહે છે; સન્તો સચ્ચિદાનન્દ કહે છેઃ વસ્તુતઃ એ અનશ્વર–ચિરકાળનો આત્માનન્દ છે.

**जलम्** પાણી આબ ને water એમાં ભાષાભેદો છે, અર્થભેદો નથી. પારિભાષિક ભાષાભેદો રહેવાના. એ ભેદોમાં રમનારાંઓ ભૂલાં પડશે; મંહીનો અર્થ ઉકેલનારાંઓ તત્ત્વને પામશે.

**શ્લોક ૧૦ મો:**

બાવન બ્હાર એ વાત વેદાન્તની,
'નેતિ' 'નેતિ' વદી શ્રુતિ વિરમે;
અકળને કો કળે? અવર્ણ્ય કો વર્ણવે?
પરમ ગતની ગતિ લહી પરમે.
બુદ્ધિ ને મનની જમનાને પેલે તીરે
ભકત ને બ્રહ્મ સહુ રમે **રાસે**:
ભણે નરસૈયો **રસદેવની રસલીલા,**
**બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.**

આપણો વેદાન્તી અખો પરબ્રહ્મને બાવનબારો કહે છે: બાવન મૂળાક્ષરોથી બહારનો, વાણીથી પર. શ્રુતિ નેતિ નેતિ કહી વિરમે છે. એ અકળિતને કળશે કોણ? અવર્ણ્યને વર્ણવશે કોણ? મનબુદ્ધિવાણીથી પર–એ જમનાની પાર પેલે તીરે ભકતો ને પરબ્રહ્મ રાસે રમે છે; મુકતો અને આદિમુકતોનો, પુરુષો અને પુરુષોત્તમનો અખંડ મહારાસ ત્યહાં જામેલો છે. એ બ્રહ્મલોક ગોલોક અક્ષરલોક –એ છે બ્રહ્મયાત્રિકનું બ્રહ્મતીર્થ; એ છે રસદેવની રસલીલા; 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.'

નિરખો આ રાસ લોકલોકના રે, રમે સૃષ્ટિ ને સૃજનાર;
અંગુલિમાં અંગુલિ પરોવીને ખેલે તેજ ને અન્ધાર;
રસનાં ઉછળે રંગહેલિયાં.

**શ્લોક ૧૧ મો:**

ભકતો સન્તો મહન્તો; સૌ યોગીઓ પ્રેમભક્તિના,
ઓછાં–અધૂરાં લેજો આ **નૈવેદ્ય પ્રેમભક્તિનાં.**

વૈષ્ણુવજન હો ! ગગનમંડળમાં બહુ ઘૂમ્યાં. વિમાનોને યે થાક ચ્હડયા હશે. આજની જ્ઞાનયાત્રા હવે સમેટિયે.

છેલ્લો પ્રશ્ન સૌને એ થાય કે ત્ય્હારે એ રસેશ્વર પરબ્રહ્મનું સ્વરૂપદર્શન કેવુંક છે ! પ્રથમ કઠના મન્ત્રો એ અતીન્દ્રિયને વાણીથી શકય એટલા વિસ્તારે વર્ણવે છેઃ

૪, વાણીથી જે ન પ્રસ્ફોટે, વાણી જેથી પ્રસ્ફૂટતી,
ત્હેને જ બ્રહ્મ તું જાણ; ન આ,જે આ ઉપાસતા.
૫, મનથી જે ન કલ્પાય, સંકલ્પે મન જે વડે,
ત્હેને જ બ્રહ્મ તું જાણ; ન આ,જે આ ઉપાસતા.
૬, ચક્ષુથી જે ન પેખાય, પેખે ચક્ષુ જ જે વડે,
ત્હેને જ બ્રહ્મ તું જાણ; ન આ,જે આ ઉપાસતા.
૭, કાનથી જે સુણાયે ના, કાને સુણાય જે વડે,
ત્હેને જ બ્રહ્મ તું જાણ; ન આ,જે આ ઉપાસતા.
૮, પ્રાણથી જે શ્વાસ લે ના, જે વડે પ્રાણ શ્વાસ લે,
ત્હેને જ બ્રહ્મ તું જાણ; ન આ,જે આ ઉપાસતા.

અગમ્ય અગોચર ઇન્દ્રિયાતીત, છતાં વિશ્વસંચારી પરબ્રહ્મ, તેજથી પાતળો ને આભથી અધિકો, અણુપરમાણુથી ન્હાનો ને વિરાટથી મ્હોટો, દૂરમાં દૂર ને સદા પાસેમાં પાસે છે.

આંબામાંનો રસ નકરી આંખે દેખાય છે ? અને છતાં જ્ય્હાં છેદો ત્ય્હાથી ટપકે. એમ બ્રહ્માંડને યે ગમે ત્ય્હાં છેદો એટલે બ્રહ્મરસ નિઝંરે. तद्दूरे. तत् उ अन्तिके.

મુંડક ૨; ખંડ ૧: મન્ત્ર ૪થો કહે છે કે
અગ્નિ મુખડું, ચક્ષુઓ સૂર્યચન્દ્ર,

કાન દિશાઓ, વાણુ વિસ્તારી વેદો;
વાયુ પ્રાણ, વિશ્વ છે જેનું હૈયું,
પદ પૃથ્વીઃ એ સર્વ ભૂતાન્તરાત્મા.

આજે યે ભારતની વૈષ્ણવતા સજીવન છે. ક્યહાં દર્શન થશે? જાવ વૃન્દાવનમાં, ને 'હરિ બોલ'ની ઘોષણા સાંભળો. જાવ પંઢરપુરે; વિઠ્ઠલ વિઠ્ઠલ બોલતી જનમેદિની નદીનાં પૂર જેવી ત્યહાં ઉછળે છે. ગુજરાતે જાવ ડાકોરનાથજીના મન્દિરદરવાજે. પૂર્ણિમાની મધરાતે ચન્દ્રિકાધારાઓમાં વૈષ્ણવતાને ત્યહાં ગાતીરમતી નિહાળશો અને મહામોંઘી માનો છો એ જીંદગીને યે અવલેખતી સાંભળશોઃ

કયા માગું ? રે મેં કયા માગું ?
એસી ટૂંકી સી જીંદગીમેં કયા માગું ? [મીરાંપદ]

આપણાં તો ગામડિયાંનાં લોકગીતો યે ઉપનિષદમન્ત્રો ને બ્રહ્મસૂત્રો બોલે છે. મહાન ખ્રીસ્તી સિદ્ધાન્ત Burden of the Journeyman–સંસારયાત્રિકનો ભારવહનનો ભાવ ગાતું એક ગ્રામ્યગીત કહે છે કે જીવન એ ભારવહન છે. સંસારિયામાં તાપ ઉતાપ સન્તાપના ગ્રીષ્મવંટોળ વાય છે; પણ એ વેઠનો પોટલો મૂકી દેવાય એમ નથી. એક સિપાઈની યે વેઠ તજાતી નથી, તો આ તો શામળશાહ શેઠની વેઠ છે; મૂકાય કેમ?

ઢોલક વાગતી હોય, ઝાંઝો ઝમઝમતી હોય, મંડળીને મોખરે મોડવી નાચતો રમતો હોય; એ કૂદડી ફરે ને ઝીલાવે ને ગ્રામ્યમંડળી ઝીલે મહાઅર્થવાહી એ ગીત.

ઉપાડી ગાંઠડી વેઠની રે, કેમ મેકી દેવાય?
એ છે શામળશાહ શેઠની રે, કેમ મેકી દેવાય?
ઉન્હી ઉન્હી રેતડીમાં પગ દાઝે છે;
લૂ વાય છે માસ જેઠની રે,
કેમ મેકી દેવાય?
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
લ્હે લાગી છે મ્હને ઠેઠની રે,
કેમ મેકી દેવાય?
ઉપાડી ગાંઠડી વેઠની રે, કેમ મેકી દેવાય?
એ છે શામળશાહ શેઠની રે, કેમ મેકી દેવાય?
પછી ગામમંડળનું બીજું ઝીલણિયું ઉપડે:
ઓ રણછોડિયા! ત્હારો મલક મ્હારે જોવો સે.

ગોપગીતની ગ્રામ્યકવિતાના એ કાવ્યચરણમાં **अथातो ब्रह्मजिज्ञासा** ના આદિ બ્રહ્મસૂત્રનો લોકહૈયાવાસી ગીતપડઘો નથી સંભળાતો?

પ્રેમની, પ્રેમની, પ્રેમની,
રે મ્હને વાગી કટારી પ્રેમની.

હરિપ્રેમે વિંધાયેલ મહારાણી મીરાંનો એ બોલ સાંભળ્યો–ઝીલ્યો તો હશે જ. વેદાન્તીઓનું ભજન છે કે
સદ્‌ગુરુએ અમને મારેલ શબ્દનાં બાણ.
કે વાટડી જોઉં છું, રે વ્હાલા!
હજી કેમ ના’વ્યા નન્દલાલા?
રે! વાટડી જોઉં છું, રે વ્હાલા!

વિરહવ્યાકુળ કો ભકતરાજની, કાવ્યનાટકમાંની કો

વિરહિણી પ્રિયતમાથી યે પારાવાર, વિરહતાલાવેલીનાં એવાં બ્રહ્મરસદર્શન કીધાં તો હશે જ.

આજ મ્હારે ઓરડે રે આવ્યા અવિનાશી અલબેલ;
બાઈ! મ્હેં બોલાવિયા રે સુન્દર છોગાંવાળો છેલ.
કહોને હરિ! કય્હાં હતા રે?
કે કય્હાં થકી આવ્યા? ધર્મકુમાર!

આંખે આંખ મળ્યે નિર્ઝરતો યોગીન્દ્રોનો એ બ્રહ્માનન્દ નિરખ્યો, ઝાંખ્યો, સાંભળ્યો યે છે તો ખરોને?

આવ્યો' તો; નરસિંહમીરાંના બ્રહ્મનૃત્યે મુંબઈ નગરીને નચાવનારો યે એકદા આવ્યો' તો. વૈષ્ણવજન કરાંચીથી આવ્યો' તો, એકતારો લઈને આવ્યો' તો, પચ્ચીસ–સત્તાવીશેક વર્ષો ઉપર આવ્યો હતો. ત્ય્હારે નવશિક્ષિતોની વૈષ્ણવતા મુંબઈમાં ક્ષણેક દીઠી હતી. એનો એકતારો રણકતો ને શ્રોતામંડળને હૈયે હૈયે બ્રહ્મરસ રણકાવતો.

જય્હાં લગી અંગમાં આત્મા છે, ત્ય્હાં લગી હરિ હરિ તું કહેઃ

એ સાદા ધ્રુવપદના પલટાઓથી એ અન્તર વીંધતો, અને હિન્દુ સ્ત્રીમંડળની સન્નારીઓને ને પ્રાર્થનાસમાજના ભક્તમંડળને બ્રહ્મનૃત્યે નચાવતો.

બ્રાહ્માનન્દ કેશવનો શિષ્ય ડો. રૂબેન ભગવી કન્થાએ મુંબઈમાં એકદા આવ્યો હતો. ઘડીક મુંબઈમાં એણે પંઢરપુર ને ડાકોરજી ખડાં કીધાં હતાં.

માનવવંશની પરમ આતમભાવના છે વૈષ્ણવતા. અને વૈષ્ણવતાનો યે મુગટ છે પ્રેમલક્ષણા ભક્તિ. આ લોક

ને પરલોક પ્રેમીઓના છે, અપ્રેમીઓના નથી.

સન્તમહન્તના મુખમૃદંગ બોલે છે કે ‘ હરિ બોલ, ’ ‘ હરિ બોલ. ’ વિશ્વના અણુઅણુ પોકારે છે કે ‘ હવે તો હરિ ! આવોને. ’

આવ, ઓ સલૂણા શ્યામ ! બ્હાવરી બંસરિયાં.

(ઇન્દુકુમાર, અં. ૩જો )

પુષ્પપુષ્પે તું પરાગ, દેવદેવે તું દેવત્વ;
માનવીને હૈયેહૈયે સ્નેહ તું, સોહનિયા !
આવ, ઓ સલૂણા શ્યામ !
શંખને પ્રચંડ પૂર પુર્યો ત્હેં સાગરઘોર;
બ્રહ્માવર્તે ઘોર શોર ઘોરે તું, સાગરિયા !
આવ, ઓ સલૂણા શ્યામ !
અંગ ત્હારૂં મેઘશ્યામ, નેન ત્હારૂં વ્યોમશ્યામ;
વિશ્વવિશ્વે રંગ વ્યાપ્યો એ જ તું, સાંવરિયા !
આવ, ઓ સલૂણા શ્યામ ! બ્હાવરી બંસરિયાં.

અને આજે યે આપણે એ જ આઠ હજાર વર્ષજૂનો મહર્ષિભાવ ઉચ્ચરી વિરમીએ છીએ કે

કલ્યાણ કાને સુણિયે, દેવ ! દ્યો એ;
કલ્યાણ આંખે પેખિયે, પૂજ્યપાદ !
દૃઢ અંગો ને દેહથી, સ્તોત્ર ગાતાં,
દેવદીધેલાં ગાળિયે આયુ આંહી.

# કાળના ભરતીઓટ

અથવા

# પયગમ્બરભૂમિ એશિયા

**શ્રી મ. ક. અધ્યાત્મિક સંસ્કૃત વિદ્યાલય, વિલે પારલે, મુંબઇ**

**આસો વદ ૧૦, સં. ૧૯૯૩; શુક્રવાર; ૨૯મી ઓકટોબર ૧૯૩૭**

કે ઢેલબા રમવાને આવ્યાં;
શા શા સન્દેશડા લાવ્યાં?
કે ઢેલબા રમવાને આવ્યાં.
નમતેલા નીલ કંઠે, ગમતે ટહૂકલે,
ઠમકન્તે પગલે સુહાવ્યાં;
કે ઢેલબા રમવાને આવ્યાં.
મેંદીની વાડીએ ને ફૂલડાંની ઝાડીએ
તેજના સાથિયા પૂરાવ્યા;
કે ઢેલબા રમવાને આવ્યાં.
મેહુલે મીઠપની વરસી વિભૂતિઓ
સોહાગ સૃષ્ટિને સજાવ્યા;
કે ઢેલબા રમવાને આવ્યાં.
પશ્ચિમે પૂર્વને શાં શાં સંભળાવિયાં?
પૂર્વે પશ્ચિમને શાં કહાવ્યાં?
કે ઢેલબા રમવાને આવ્યાં.
હૈયાની હેલ ઢાળી લીધાં ઓવારણાં;
નેહને નેણલે વધાવ્યાં:
કે ઢેલબા રમવાને આવ્યાં.

## શ્રી વિલેપારલેનાં ગીર્વાણભક્તો !

દેવમંડળ કઇ વાણી બોલે છે?

હેરાતવાસીઓ કહેતા કે Angles–દેવદૂતો હેરાતની ભાષા બોલે છે. આપ સંસ્કૃતને દેવભાષા કહો છો. હું માનું છું કે દેવમંડળ હૈયાની ભાષા બોલે છે.

પણ એટલું તો નિઃસંશય જ ને કે ઋગ્વેદ એ માનવવંશનો પ્રાચીનમાં પ્રાચીન મહાગ્રન્થ; અને ઋગ્વેદની ભાષા તે દુનિયાની પ્રાચીનમાં પ્રાચીન મહાભાષા. જગતનું જૂનામાં જૂનું સાહિત્ય ને જૂનામાં જૂની ભાષાનાં આપ ઉપાસકો છો. માનવવાણના ગંગોત્રીતીર્થનાં આપ તીર્થવાસી છો.

સંસ્કૃતથી યે પ્રાચીન ભાષા તો સૂર્યની અને ચંદ્રની, તેજની અને અન્ધકારની, દિવસની અને રાત્રીની. એ સહુ તો છે વિશ્વવિરાટની સનાતન ભાષાઓ.

ગુણગૌરવભરેલો ગીર્વાણનો વારસો માનવવંશનો સર્વોત્તમ ઈતિહાસવારસો છે. સોનાની ને હીરાની ખાણો ભલે પૂરાઈ જાવ; એટલા દેહશણગાર ઓછા થશે. પણ ગીર્વાણની સાહિત્યખાણ ડૂબે તો માનવવંશના અણમોલ આત્મશણગાર ડૂબે. આત્મઅલંકાર ખોવાય તો માનવજાત અણકલ્પી રંકતાને પામે. જગત આત્મધનાઢયોનું છે.

ગીર્વાણની પુત્રીઓએ કંઈ કંઈ મહામાનવતાને ધાવણ પાયાં, પોષ્યાં, ને ઉછેર્યાં. એક પુત્રીએ બુદ્ધ ને મહાવીરને ધાવણ પાયાં; બીજી પુત્રીએ ચૈતન્ય પ્રભુને ધાવણ પાયાં; ત્રીજી પુત્રીએ જ્ઞાનદેવ તુકારામ રામદાસને ધાવણ પાયાં;

ચોથી પુત્રીએ ગુરુ નાનક અને દયાનન્દ સરસ્વતીને ધાવણ પાયાં; પાંચમી પુત્રીએ નરસિંહમીરાંને ધાવણ પાયાં. સ્વયં માતાએ તો રામ ને કૃષ્ણ, વ્યાસ ને વાલ્મીકિ, કાલિદાસ ભવભૂતિ ને બાણ, ઉપનિષદના મન્ત્રદ્રષ્ટા મહર્ષિઓ ને મનુ મહારાજ—પાંચસાત હજાર વર્ષથી જેની રચેલી સંસારમહેલાતો ઉભી છે એ મનુ મહારાજઃએ સહુ માનવવંશના સૂર્યચન્દ્રોને ધાવણ પાયાં. ગીર્વાણે અને ગીર્વાણપુત્રીઓએ ઈતિહાસોના યુગપલટા દીઠા છે એટલા સંવત્સરો યે કોક માનવવાણીએ દીઠાં હશે.

ગીર્વાણે નિરખેલા ઇતિહાસના મહાપ્રવાહો એવા અજાયેબ છે. ઇતિહાસના ભરતીઓટ એટલે કાળના ભરતીઓટ.

જગત સમસ્ત ભરતીઓટનો મહાસાગર છે. કિયા કિયા દેશમાં ઇતિહાસના ભરતીઓટ થયા નથી?

ઇતિહાસના ભરતીઓટનું એક પાનું, ચાલો, આજે વાંચિયે.

## ૨, જગત્ઇતિહાસ

ઇતિહાસ એટલે માનવવંશની અનુભવગાથા. સહસ્ર-રંગી જગતના કોટીજીહ્વાળા બોલ એટલે ઈતિહાસ.

જગતના ઇતિહાસો એટલે कालोऽस्मिनું લીલાખેલન. પરમેશ્વરી અંગુલિ સૌ ઇતિહાસો આલેખે છે. પગલીએ પગ-લીએ આપણે પૃથ્વી માપિયે છીએ, એમ પગલીએ પગલીએ પૃથ્વી કાળને માપે છે. એમાં માનવકલ્યાણની પગલીઓ એ પુણ્યપગલીઓ; અને માનવઅકલ્યાણની પગલીઓ એ પાપપગલીઓ.

ઇતિહાસના મહાપુરુષોની, ઇતિહાસના મહાપ્રસંગોની ઈતિહાસના યુગયુગાન્તરોની મહત્તા માપવાનો ને મૂલવવાનો એક જ મહાસિદ્ધાન્ત છે; અને તે માનવકલ્યાણનો. ઈતિહાસને દલપતરામે પ્રશ્ન નાંખ્યો છે કે

ત્હેં સારૂં કોનું શું કર્યું ?

જેવું ને જેટલું માનવકલ્યાણ સાધે, એવો ને એટલો એ મહાકાય માનવી, એવો ને એટલો એ મહાકાય યુગ, એવી ને એટલી એ મહાકાય મહાપ્રજા.

ઈતિહાસની પ્રજાપ્રજાએ યથાશકિતમતિ માનવકલ્યાણ કીધું છે; યુગેયુગે માનવવંશને ન્હાનું મ્હોટું પગથિયું ચ્હડાવ્યો છે; દેશદેશે દુનિયાંને દીપાવી છે.

આજે આપણે વિચારવાનો કાળકોયડો એ છે કે પૃથ્વીપગથારે સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિવન્તો દેશ કિયો થઈ ગયો ?

ઈતિહાસનો અર્ક આજ સારવવાનો છે.

અને એ પહેલાં એક પ્રશ્ન પૂછી લંઉ. માનવકુળ વિભકત કુટુંબ છે કે અવિભકત ?

માનવકુળનો અદ્‌ભુત કોયડો છે. ધર્મે સંસ્કૃતિએ પ્રજાભાવે માનવકુળ વિભકત કુટુંબ છે; સહુસહુની કમાણી નિરનિરાળી છે, જીવન્માર્ગો જૂદાજૂદા છે, સહુના શંખનાદ પૃથક પૃથક બોલ બોલે છે.

અને છતાં સરવાળે માનવકુળનો ગલ્લો એક છે. દુનિયાંની દૌલત સાર્વજનિક છે.

આજની કાળવિચારણા એ છે કે માનવકુળના

કલ્યાણાર્થે પૃથ્વીના નિરનિરાળા ખંડોઉપખંડોએ શું શું અર્પ્યાનું કાળવહી કહે છે?

શક્તિવન્તા સહુએ કંઈક કંઈક આપ્યું છે. શું શું આપ્યું છે એની છે આજની વિચારણા.

માનવકુળનાં કુળજનોનો ઈતિહાસફાળો કેવો કેવો છે?

ખેતરખેતરમા! અન્ન પાકે છે. ખેતર કિયું શ્રેષ્ટ? જુવારકોદરા પકવે એ? કે ઘંઉડાંગર પકવે એ?

વૃક્ષેવૃક્ષે ફળ પાકે છે, પણ આંબો તે આંબો; ને આમરસ તે આમરસ, ને મહુડીરસ તે મહુડીરસ.

ખાણેખાણેથી ખનિજ દુનિયાને સમૃદ્ધિશાળી કરે છે; પણ લોહ ને ત્રાંબાની ખાણો નિરાળી, અને સોનાની ને હીરાની ખાણો નિરાળી; તેમ ફૂહોયલાઓની એ નિરાળી.

ત્ય્હારે નરમણિઓની ઈતિહાસની ખાણ કિયા ખંડમાં આવી? માનવવંશના પરમોદ્ધારકો કિયા દેશમાં પાક્યા? માનવઈતિહાસે સર્વશ્રેષ્ટ સંસ્કૃતિવન્તો મુલક કિયો?

રાસરમતેલાઓ ઘૂમડી ઘૂમે છે એટલી ક્ષણમાં ઉડતી પાંખે પૃથ્વીપરિઘને ઘૂમી વળિયે, અને ઈતિહાસના યુગયુગાન્તરો જરા જોઈ વળિયે.

## ૩, માનવવાર્તાના યુગાન્તરો

અમેરિકા તો જાણે કાલે સ્હવારે ઇતિહાસની પાળે ઉગ્યો. અમેરિકાએ હજી નવસંકૃતિ સરજવાની છે. આજે તો અમેરિકા–ઘણુંખરૂં–યૂરોપની પગલીમાં પગલી પૂરીને ચાલે છે.

ઓશિયાનિયા ને નવઆફ્રિકા પૃથ્વીઉછંગે અમેરિકાથી

એ ન્હાનેરાં બાળ છે. મીસર યૂરોપ અને એશિયા ખંડ ત્ય્હારે આપણે આજ ભણવાના રહે છે.

ગિરિવરના શિખરે, સાગરના કિનારે, મહાવનના ઉંડાણમાં, કે મહાનદને આરે સંસ્કૃતિઓ જન્મે છે. પ્રકૃતિની ભવ્યતાને કાંઠે માનવભવ્યતા પ્રગટે છે. સિંધુ અને ગંગાની પેઠે મીસરની સંસ્કૃતિ પણ સરિતાજન્મેલી છે.

મધ્યઆફ્રિકાનાં સરોવરો છલકાઈ જાય, નીલ નદી પાળોમાં માયસમાય નહિ, ખેતરો જળજળબંબાકાર થઈ રહે, ત્ય્હારે પૃથ્વીમાંથી અખૂટ અન્નલક્ષ્મી ઉભરાય. અને પછી ? પછી એ જળલક્ષ્મીના રાજમહેલો રચાય, પીરામીડો ચણાય, એલેકઝાન્ડ્રિયાનો જગત્‌વિખ્યાત ગ્રન્થભંડાર ભરાય, સીઝરને ને એન્ટોનીને કામણ કરનારી ક્લિયોપેટ્રા સમી રૂપપ્રતિમાઓ ઘડાય. મીસરમાં એમ મધ્ધરપૂજતી નવસંસ્કૃતિ જન્મી. પછી મૂસા નબી મીસરની મહેમાનીએ પધાર્યા. મીસરીઓએ એમને ઓળખ્યા નહિ ને અવગણ્યા. અને કેમ જાણે એનું પ્રાયશ્ચિત્ત કરતો ન હોય એમ આફ્રિકા સૈકાઓની મૂર્છામાં પડ્યો.

## ૪, ગ્રીસની સંસ્કૃતિ

ન્હેણે સ્હામે કાંઠે ગ્રીસમાં કવિતામય કલામય જ્ઞાનમય સૌન્દર્યમય વીરત્વમય નવસંસ્કૃતિ જન્મી હતી, અને ઘરઘરને આંગણે ક્લિયોપેટ્રાની કળીઓ પ્રગટી હતી. પૂર્વે સંયોગીભૂમિ ઉતરીને સિનાઈની પાછળ ગેલીલીમાં ધર્મવીર જાગ્યો હતો ને દુનિયાંને નવઅવતારે લાવ્યો હતો. પછી રોમનગરીનાં પૂર ચ્હડયાં ને ભૂમધ્ય સમુદ્રને ઘેરી

વળ્યાં. એમ મીસરી સંસ્કૃતિ ત્રિદિશમાંથી ઝંખવાઈ ગઈ.

પણ ગ્રીસની સંસ્કૃતિ ચિરંજીવ હતી; ગ્રીક સંસ્કૃતિએ તે જીતનારને યે જીત્યા. ગ્રીસમાં હોમર સમા મહાકવિ થયા, ફીડિયાસ જેવા શીલ્પસ્વામી થયા, ડિમોસ્થિનિસ સરિખડા મહાવક્તા થયા, ડ્રેકો સમોવડા સંસારશાસ્ત્રી થયા. પેરીક્લિસ જેવા વસ્તુપાળતેજપાળના ભાઇ નગરશણુગારણુહારા થયા, સેફો જેવી કવયિત્રી થઈ, નાટકકાર થયા, ઈતિહાસકાર થયા. સોક્રેટિસ પ્લેટો એરિસ્ટોટલ પાઈથાગોરાસ સમા ફિલસુફો થયા, એકિલીઝ ને લિયોનીડાસ સમા અર્જુનો થયા, સ્પાર્ટાના શિશોદિયાઓ થયા, સિકન્દર જેવા જગત્-જેતા થયા. યૂરોપી પ્રાચીન સંસ્કૃતિનો સુવર્ણકળશ એટલે ગ્રીક સંસ્કૃતિ. કલાને કવિતાને સૌન્દર્યને ગ્રીસ પૂજતું.

પણ ગ્રીસ કુસંપીલું હતું. સ્વતંત્રતાપ્રિય ગ્રીસ દેશમાં ત્હારે નગરનગરનાં રાજ્ય હતાં, અને એ પરસ્પર અથડાતાં. એવે ઈટાલીમાંથી ને થેસેલીમાંથી ઘોડાપૂર આવ્યાં, અને એ પૂરોએ ગ્રીક સંસ્કૃતિને ઝબોળી દીધી.

## ૫, રોમન સંસ્કૃતિ

ઈ. સ. પૂ. ૭૫૩ માં ટાઇબરને કાંઠે ઈટાલીમાં સપ્તશૃંગાળી રોમનગરી સ્થપાઈ હતી, અને રોમનગરીનું પણ નગરરાજ્ય હતું. જળપગથારે કાંકરો પડે ને પછી જળવર્તુલાવલિઓ વિસ્તરતી વિસ્તરતી કાંઠે કાંઠે જઈ અથડાય, એમ રોમનગરીનાં વિસ્તરતાં વર્તુળો પથરાતાં પથરાતાં સારા ભૂમધ્યસમુદ્ર ફરતાં જઇ ઘાટે ઘાટે અથડાયાં. પણ રોમ એટલે મહારાજ્ય. રોમનગરી Powerને–રાજદોરને

પૂજતી. Law, સેનેટ, ફોરમ, કોન્સલ, ટ્રીબ્યુન, ટ્રાયમ્ફ, બાદશાહી, આલમગિરીઃ રોમન સંસ્કૃતિ સત્તારંગીલી હતી. રોમે ઈટાલીને જીત્યું, કાર્થેજને જીત્યું, ગ્રીસને જીત્યું, મીસરને જીત્યું. સારા ભૂમધ્યસમુદ્રની પાળે પાળે ઘૂમી વળ્યું. ભૂમધ્યવિજયી રોમ પછી વિલાસપૂજક બન્યું. દુનિયાંએ દીઠીકલ્પી નહિ હોય એવી વિલાસઅતિશયતા રોમમાં પ્રગટી નીકળી. પછી જર્મનીની ને ડાન્યૂબની ઝાડીઓમાંથી મધ્યએશિયાવાસી શૂરવીરોનાં ટોળાં રોમનગરી ઉપર ઉતરી પડયાં, ને રોમની વિલાસપ્રિયતાને મધ્ય એશિયાની શૂરવીરતાએ હરાવી.

સંસ્કૃતિઓને શિખરેથી કાળની ખીણમાં ગ્રીસરોમ પડયાં તે પાછાં ઉભાં થયાં નહિ. પ્રાચીન યૂરોપની સંસ્કૃતિઓની માનવમહત્તા એમ આથમી ગંઇ.

પછી મધ્યયુગનાં હજારેક વર્ષ યૂરોપ ઉંઘ્યો; એરિસ્ટોટલ ફરતો ઘૂમ્યો; પ્રગતિને પન્થે પડયો નહિ. એ યુગમાં યૂરોપે જાણે કોઈ પ્રેરણાપુરુષ જ પ્રગટયો નહિ.

પછી આઠમા સૈકાનું સ્હવાર પડયું. આફ્રિકાનો ઉત્તર કાંઠો જીતતા જીતતા ખલીફાના અરબ સેનાનીઓ સ્પેઈનની વિજયયાત્રાએ આવ્યા. ગ્રેનેડા જીત્યું, કાર્ડોવાની શારદાપીઠ સ્થાપી. પછી સારૂં યૂરોપ ત્ય્હાં અરબચરણે ભણવાને આવ્યું. એશિયાખંડમાં Sciences ત્ય્હારે ખીલ્યાંમ્હોર્યાં ન હતાં, પણ Sciences નાં બીજ ત્ય્હાં રોપાયાં હતાં. એ Sciences નાં મૂળતત્ત્વો કાર્ડોવાના અરબગુરુઓએ યૂરોપને ભણાવ્યાં. અરબઆણ્યાં Sciences નાં મૂળતત્ત્વો એમ યૂરોપના

દેશભરમાં ફેલાયાં; અને હજારેક વર્ષભર Scholasticism ની ઘાંચીની ઘાણીમાં ઘૂમતો યૂરોપ અરબશિક્ષકોની શિક્ષાવલ્લીએ મધ્યયુગની જ્ઞાનમૂર્છામાંથી જાગી ગયો.

એ પછી પાંચ છ સદીએ ૧૪૯૨ માં કોલમ્બસે પશ્ચિમસાગરના દરવાજા ઉઘાડયા ને વાસ્કો ડ ગામાએ ૧૪૯૮ માં પૂર્વસાગરના દરવાજા ઉઘાડયા. એમ યૂરોપ નવઅવતારે આવ્યો ને પૃથ્વીસફરે સ્હડયો.

## ૬, વર્તમાન યૂરોપી સંસ્કૃતિ

૧૪૯૨–૯૮ થી તે ૧૯૩૭; ૪૪૫–સ્હાડી ચારસો વર્ષની બાળકી તે વર્તમાન યૂરોપની નવસંસ્કૃતિ.

અને એમાં ય તે પ્રધાનભાવે છેલ્લો સૈકો. ખુદ યૂરોપી ઈતિહાસકારો કહે છે કે ૧૮૩૦ થી ૧૯૩૦ ના એક સૈકામાં દુનિયાંનો–એટલે યૂરોપનો (યૂરોપી ઈતિહાસકારો જ્યહાં જ્યહાં 'દુનિયા' શબ્દ વાપરે છે ત્યહાં ત્યહાં જો આપણે 'યૂરોપ' શબ્દ વાંચીશું તો ઘણુંખરૂં તો ભૂલા નહિ પડિયે. યૂરોપી ઈતિહાસકારોની સંકોચિત આંખમાં–ઘણું-ખરૂં–દુનિયાં ને યૂરોપ પર્યાય શબ્દો હોય છે.) મુખડો બદલાયો છે એટલો પૂર્વેનાં બે હજાર વર્ષોમાં બદલાયો નથી.

ભૌતિક Sciences ની એ વર્તમાન યૂરોપી નવસંસ્કૃતિ.

પહેલપ્રથમ પૂર્વમાંથી યૂરોપે આવ્યાં છાપખાનું ને Gunpowder. એકે વિદ્યાભંડારોમાંનું જ્ઞાન લોકગમ્ય કર્યું. ઘેરઘેર શારદાપીઠો ભણાવવાને ગઇ. બન્ધૂકદારૂએ બાણુસમશેરને બુઠ્ઠાં કીધાં.

પછી શોધાયું વરાળયન્ત્ર. વૉટ્સે ને આર્કરાઈટે વરાળને વશ કીધી. વરાળયન્ત્રે વસ્ત્રો વણ્યાં, આગગાડીઓ દોડાવી, આગબોટો તરાવી, એમ પૃથ્વીને ને સાગરને જીત્યો. જગતમાં વરાળયુગ બેઠો.

અને પછી વરાળયુગ ઉતરીને વીજળીયુગ બેઠો. એડીસન અને માર્કોની વીજળીયુગના પરમ વિજ્ઞાનાચાર્યો. એમણે રાત્રીના દિવસ કીધા, આટલાન્ટિકપાસીફિકની પાળો જોડી, અદ્ધર અન્તરિક્ષમાં વાતો કરી. પાંચ હજાર માઈલ દૂરનાં માનવમુખડાં દાખવ્યાં. દેશદેશની હવેલીઓની પોળ કીધી; માનવજાતને પાડોશી બનાવી.

અને ૨૦ મી સદીના ઝ્હેરોડથી બેઠો છે વિમાનયુગ. પુર્વે પુષ્પક વિમાન એક રાવણઘેર હતું: આજે જગતમાં સમળા જેટજેટલાં વિમાનો ઉડે છે.

માનવતા જાણે મુઠ્ઠીમાં સમાઈ; પૃથ્વી જાણે પૃથ્વીના ગોળા જેવડી થઇ.

## ૭, દોધારી તલવાર

પણ Science છે દોધારી તલવાર. Sciences એ ઈન્દ્રિયસુખો વધાર્યાં એ ખરૂં. ૧૮૫૦ માં દલપતરામ ફારબસ સંગાથે અમદાવાદથી મુંબઈ આવ્યા તે અમદાવાદથી બેલગાડીમાં ખંભાત જઈને, અને ખંભાતથી વ્હાણમાં બેસીને, નર્મદા ને તાપીનાં મુખ જોતા જોતા, એકાદ અઠવાડિયે. આજે ત્હમે ને હું અમદાવાદથી મુંબઈ જઇએઆવિયે છીએ એક રાત્રીમાં. અમદાવાદને પાદર આંખ મીંચાય એ મુંબઇને પાદર ઉઘડે. અને હવે તો

કોક શ્રીમંત બે કલાકમાં યે અમદાવાદથી ઉડી જૂહુના વિમાનગૃહમાં ઉતરે છે.

એમ અઠવાડિયાની વાટની એક રાત્રિ વરાળે કરી; અને બાર કલાકના બે કલાક વિમાને કીધા.

પણ Science દોધારી તલવાર છે. છેલ્લાં સો વર્ષમાં Scienceએ માનવસુખસામગ્રી સોગણી વધારી છે એ ખરૂં. પણ એ જ Scienceએ માનવસંહારસામગ્રી હજારગણી વધારી છે. એક ગોળો આવે ને વાગે ને આખી આગબોટ ડૂબે. છાનીમાની, માછલી જેવી, લોહમાછલી–Submarine નો ટોર્પિડો આવે ને મનવારને ચીરી, કાતરા પાડી, ઉથલાવી નાંખે. ગગનમંડળમાંથી બે હજાર ફૂટ અધ્ધરેથી ગોળા પડે તે નગરોની પાંખો કાપે. આષાઢીલા મેઘ સમાં ઝેરી વાયૂનાં ધૂમ્રવાદળ ચ્હડતાં ચ્હડતાં આવે અને હજ્જારોને મૃત્યુમૂર્છામાં ઢાળે.

હવે બુદ્ધિતુલાનાં બે પલ્લાં માંડો અને કહો; છેલ્લા સૈકામાં Scienceએ સુખસામગ્રી વધારી છે કે સંહારસામગ્રી ?

વરડૂનથી યપ્રે સૂધીના યુદ્ધમોરચા અને નિત્યનિત્યના અબજઅબજના સંગ્રામખરચા ૨૦ મી સદિએ યૂરોપમાં નિરખ્યા. આજની સંસ્કૃતિનો ૨૦ મી સદિની સ્હવારે યૂરોપે એ સરવાળો ઉચ્ચાર્યો કે પ્રથમ Industrialism; પછી Imperialism; અને પછી પરસ્પરની ઇર્ષ્યાઝાળોમાં માનવતાનો મહાસંહાર.

આજની યૂરોપી સંસ્કૃતિએ જગતને દોધારી તલવાર

સમોવડું Science બક્ષ્યું. મહામાનવતાને ચરણે: યૂરોપ-અમેરિકાનું આજનું એ સમર્પણ.

વિબુધો એને જડવાદ કહે છે, ઇન્દ્રિયારામી સ્થૂલ સંસ્કૃતિ ભાખે છે.

## ૮, એશિયાની મહાકથા

હવે રહી વિચારવાની એક એશિયાની મહાકથા. મિતાક્ષરાએ વિચારિયે.

યૂરોપના એક વિરાટકાવ્ય ઈલિયડની સ્હામેના છાબડામાં એશિયાનાં ચાર વિરાટકાવ્યો મૂકાય; રામાયણ મહાભારત ભાગવત ને શાહનામું. યૂરોપી પ્રાચીન ફિલસુફો સુક્રાત અફ્લાતૂન ને એરિસતાતાલિસ અને અર્વાચીન કેન્ટશોપનહાવરહીગલની સ્હામેના છાબડે વિરાજે છે આપણા ષડ્દર્શનકારો અને આચાર્યચતુષ્ટય. એમાં જૈનાચાર્યો, બૌદ્ધાચાર્યો, જરથોસ્તી તત્ત્વવેત્તાઓ સૂફીઓ ઉમેરાય તો એક છાબડું ત્રિશંકુની સંગાથે આકાશમાં લટકે ને બીજું છાબડું પૃથ્વીપાટલે બેસે.

ગિરનારનાં અને આબૂનાં શિખરો એથીનીના શિખરથી ઉતરશે કે ચ્હડશે ? એથેન્સની શીલ્પકલા કે એન્ટવર્પના મહામંદિરથી જશે ? અને એવાં–અમૃતસરના સુવર્ણમન્દિર સમાં–મંદિરોની તો માળા છે ભારત ભરીને. દિલ્હી આગ્રા ને ફતેહપુર સીક્રીના મુગલમહાલયો કે ઉદયપુરવિજયનગરના હિન્દુ રાજમહાલયોથી વરસેલ્સનો ફૂવારામહેલ અધિકો છે ? માનચેસ્ટરના કાપડે હજી ઢાકાની મલમલને કે અમદાવાદી કિનખાબને આંટયાં નથી. સેન્ડિચીઝને ભજીયાં

સંગાથે કે પૂડીંગને દૂધપાકબાસૂદી સંગાથે સરખાવાયે પણ ખરાં ? આપણો હીંચકો તો જગતની ઘરવખરીનો મહારાજા છે.

અને છેલ્લે છેલ્લે માનવઈતિહાસને પૂછું છું. રામ કૃષ્ણ અને ઉપનિષદ્કારો; ઈશુ ખ્રીસ્ત, બુદ્ધ ભગવાન, મહાવીર પ્રભુ, અશો ઝરથૂસ્ત્ર, મૂસા નબી, કોનફ્યૂશિયસ, મહમ્મદ સાહેબ—જગતની મહાસંસ્કૃતિઓના ગેબી સંસ્થાપક અને પ્રવર્તક પયઘમ્બરમંડળની સ્હામેના છાબડે મૂકવાને પૃથ્વીના કોઈ યે ખંડ કને છે શું ?

હિમાલય એશિયાખંડે છે; મહામાનવતાના મહાકાય હિમાલયો પણ એશિયાખંડે છે.

દુનિયામાંનાં દેવસન્તાનો પાયઘમ્બરમંડળે જન્માવ્યાં છે; સન્ત મહન્ત જોગન્દર કલન્દર અવધૂતો પાયઘમ્બરમંડળે પ્રગટાવ્યાં છે; માનવતાના માંડવડે પરમ સ્વર્ગપુષ્પો પયઘમ્બરમંડળે પ્રપુલ્લાવ્યાં છે.

દુનિયાંને અણુરૂઝાતા આન્તર્દુઃખોનાં ઉંડા આશ્વાસનો, અગમ્ય દેશોમાં વિચરતી ગહનતાની પાંખો, પુણ્યપાપની પિછાન, સમગ્ર અધ્યાત્મસમૃદ્ધિ કોણે અર્પી છે ? પગલે પગલે પૃથ્વીને પાવન કરતા પવિત્રતાના મહામેઘ સમા પાયઘમ્બરમંડળે.

અને પાયઘમ્બરમંડળ પ્રગટ્યું છે એક એશિયાખોળે.

ગીર્વાણઉપાસકો ! ઇતિહાસ ઉચ્ચારે છે કે જગતની સર્વશ્રેષ્ઠ સંસ્કારભૂમિ છે પયઘમ્બરભૂમિ એશિયા.

ઈંગ્લાંડના મહામન્ત્રીશ્વર ગ્લાડસ્ટોન જાય છે, સંસ-

અણુસમૃદ્ધિ–સંહારસામગ્રી નિરીક્ષવાને; માનચેસ્ટર જાય છે, દેશની ધનાર્થી દૃષ્ટિએ; ઓક્ષફર્ડ જાય છે, જ્ઞાનભંડારની વિદ્યાર્થીદૃષ્ટિએ. પણ નવરાજવીના મુગટધારણના વિધવિધાનને મહાઅવસરે, આપણા ગંગાજળ સમાં, જોર્ડનનાં પવિત્ર પાણી રાજ્યાભિષેકને કાજે પેલેસ્ટાઇનમાંથી મંગાવે છે, એ આત્માની પરમ પૂજ્યતાની ધર્મદૃષ્ટિએ.

આલ્ડરશૉટ કે માનચેસ્ટર કે એક્ષફર્ડ વિના પૃથ્વીની કોઇ મહાપ્રજાને ચાલ્યું છે? પણ માનવઇતિહાસ ઉચ્ચારે છે કે સહુ મહાપ્રજાઓએ પૂજ્યાપ્રણમ્યા, અન્તરના અન્તરમાં તો સ્થાપ્યા છે નિજનિજના પયઘમ્બરોને.

મહામાનવતાના આતમદેશના સૂર્યરાજો પયઘમ્બરો છે. તેમ જ High watermark of huge tidal waves of civilization છે ઈતિહાસોઅજવાળતું વિશ્વવન્દ્ય પયઘમ્બરમંડળ.

અને પૃથ્વીની પયઘમ્બરભૂમિ છે એશિયાખંડ.

## ૯, ઉપસંહાર

ગ્રીસે ફિલસૂફી કલા કવિતા સુન્દરતાને પૂજ્યાં. રોમે મહારાજ્યભાવનાને ઉપાસી. અર્વાચીન યૂરોપઅમેરિકાએ Science ખિલાવ્યુંમ્હેરાવ્યું. સુન્દરતાને કે મહારાજ્યભાવનાને કે Scienceને એશિયાએ પૂજ્યાંઉપાસ્યાં નથી એમ નથી. પણ સદા સર્વદા અને સર્વત્ર, સિનાઈએ પેલેસ્ટાઈને પાર્સીપોલિસે મક્કામદીનાએ પેકીંગનાનકીંગે પાટલીપુત્રે સિધ્ધાચળે સમન્તશિખરે મથુરાદ્વારકાએ શ્રીનાથજીએ પંઢરપુરે નવદ્વીપે શિવકાંચી ને વિષ્ણુકાંચીએ ચક્રવર્તીપદે

સેવ્યો પૂજ્યો ને ઉપાસ્યો છે ધર્મને. ઇન્દ્રપ્રસ્થના રાજસૂય યજ્ઞમાં અગ્રપૂજા થઈ હતી શ્રી કૃષ્ણચન્દ્રની.

માનવવંશે નેપોલિયનનાં સ્મારક કીધાં છે, સિકન્દરનાં સ્મારક કીધાં છે, જંગીસખાન ને તૈમૂરજંગનાં સ્મારક કીધાં છે. પણ દેશદેશે નગરનગરે શેરીશેરીએ ઘરઘરમાં હૈયા-હૈયામાં સ્મરણમંદિરો તો સ્થાપ્યાં છે નિજનિજના પાયઘમ્બરપુરુષોત્તમોનાં.

સેનાપતિ કે મહામન્ત્રીશ્વર લોકસેવા નથી કરતા એમ કોણ કહેશે ? ફિલસુફો માનવવંશને અણઉઘડ્યાં આકાશો નથી ઉઘાડતા એમ કોણ કહેશે ? આત્માની કળીઓનાં ફૂલડાં કવિવરો નથી બહલાવતા એમ કોણ કહેશે ? જ્‌હાં વિચરે ત્‌હાં પગલે ને ડગલે પરિમળના ધૂપ સન્ત નથી પ્રસારતા એમ કોણ કહેશે ? સેનાધિપતિ મહામન્ત્રીશ્વર ફિલસુફ કવિવર સન્ત–સહુ નરલોકના નરમણિઓ છે. પણ નરલોકના અનેક કાંગરિયાળા મણિમુગટો તો છે જગતના પયઘમ્બરપુરુષોત્તમો.

### ૧૦, શકપ્રવર્તકો

અને છેલ્લે છેલ્લે અસંમતોને એક પૂછી લઉં. કાળ માપ્યો મપાયો છે ખરો ? અને છતાં માનવતા કાળને માપે છે. એ કોની કોની નામાવાલિએ ? સંવત્સરો ગણવાની નામમાળા માનવવંશે કઈ કહી છે ? માનવઇતિહાસમાં શક કોના કોના પ્રવર્ત્યા ?

ગ્રીસે ઓલિમ્પિકસની રાષ્ટ્રરમતોથી વર્ષો ગણ્યાં. રોમે સપ્તશૃંગાળી રોમનગરીની સ્થાપનાતિથિથી કાળને માપ્યો.

હસ્તિનાપુરે પાર્થનો યે નહિ કે ભીષ્મનો યે નહિ, ધર્મરાજવી યુધિષ્ઠિરનો શક પ્રવર્તાવ્યો. મહાકવિ કાલિદાસનો યે નહિ કે રાજજોગન્દર ભર્તૃહરિનો યે નહિઃ ઉજ્જયિનીએ પરદુઃખભંજન વિક્રમદેવનો શક પ્રવર્તાવ્યો. પણ ધર્મભૂમિ એશિયાના મહામનવન્તરો તો આજે ય મપાય છે પયગમ્બરનામાવલિથી; બુદ્ધસંવત્સર, મહાવીરસંવત્સર, ખ્રીસ્તસંવત્સર, હઝરત મહમ્મદસંવત્સર.

યૂરોપઅમેરિકાને ખોળે કો શકપ્રવર્તક મહાપુરુષ હજી પાકયાનું ઈતિહાસ ઉચ્ચરતો નથી.

દુનિયાંખોળે મહાશકપ્રવર્તકો થઈ ગયા પયગમ્બરપુરુષોત્તમો. મહામાનવતાને કાળ માપે છે; એ કાળને યે પયગમ્બરમંડળ માપે છે.

અને પૃથ્વીની એ પયગમ્બરભૂમિ છે એશિયા.

ખંડખંડની મહામાનવતાના ઇતિહાસો હજારો વર્ષોથી ઉચ્ચારે છે કે માનવવંશની અમૃતવેલનાં સંસ્કારસોહમણાં સર્વશ્રેષ્ઠ માનવફૂલડાંઓ પયગમ્બરો પાકયા છે એશિયાખંડની કયારીઓમાં.

પયગમ્બરભૂમિ એશિયા ઈતિહાસનો પરમ સંસ્કારખંડ છે.

પૃથ્વી દુનિયાં માનવવંશ એ મ્હોટા શબ્દો છે; ગિરિવર જેવડજેવડા. પણ કદી યે એ મહાશબ્દોના તાગ લીધા છે ? આજની પૃથ્વી એટલે પાંચ સંસ્કૃતિઓ; હિન્દુ ખ્રીસ્તી બૌદ્ધ ઈસ્લામી અને અડધ–અડધેરિક યાહૂદી ને ઝરથૂસ્તી. અને આજની દુનિયાં એટલે નવ મહાપ્રજાઓ; પાંચ યૂરોપની–ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, ઈટાલી, રશિયા;

ત્રણ એશિયાની—જાપાન ઈસ્લામમંડળ ને હિન્દી મહાપ્રજા; અને અમેરિકાની એક.

પૃથ્વીની ૫ સંસ્કૃતિઓ ને દુનિયાંની ૯ મહાપ્રજાઓ સંપી જાય તો જગતમાં કાલે જગતૃશાન્તિ પથરાય. પણ પાંચ ને નવ સંપે વો દિન કહાં? દેહ્લી હજૂન્ દૂર અસ્ત. Promised land is yet only a promise.

ગીર્વાણઉપાસકો! પૃથ્વીના પ્રાચીનમાં પ્રાચીન ભાષા સાહિત્યનાં ભક્તો! પ્રાચીન યુગમાં યૂરોપે ગ્રીસરોમની માનવકલ્યાણાર્થે અર્પી. અર્વાચીન યુગમાં યૂરોપઅમેરિકાની સંસ્કૃતિઓ Science ની વિકાસભૂમિ છે.

પણ પૂજ્ય પ્રાચીન પયગમ્બરજનની તો છે પયગમ્બર ભૂમિ એશિયા ખંડ.

પશ્ચિમે માનવતાને Sciences અર્પ્યાં; પૂર્વે માનવતાને ધર્મો અર્પ્યા.

માનવઇતિહાસે સંસ્કારશ્રેષ્ટ છે એશિયા ખંડ. એને Uncivilized કે Half-civilized ભાખનારાંઓ કાં તો ઇતિહાસનાં અજ્ઞાન પ્રાણીઓ છે, કાં તો Civilization શબ્દનો અર્થસંદર્ભ સ્હમજતાં નથી, કાં તો એમની તુલામાં કાંઈક ધડો છે, કાં તો ગર્વાન્ધતાથી ગાળ દે છે.

ગીર્વાણઉપાસકો! જગતના સહુ મહાધર્મોનો જનક એશિયા તો છે પૃથ્વીની પયગમ્ભરભૂમિ અને ઈતિહાસનો પરમ સંસ્કારખંડ.

લંડનમાંના રાજમહેલો કરતાં સેન્ટ પોલનું ધર્મમન્દિર અધિકું પૂજ્ય નથી? હસ્તિનાપુર કે ઈન્દ્રપ્રસ્થ—દિલ્હી કે

આથી કરતાં વ્રજનાં વન ને ગોકુળના ઘાટ વધારે પાવનકારી નથી ? ટેમ્સ કે મિસિસિપ્પી કે જગત્‌ભાગીરથી એમેઝોનને બદલે જોર્ડનનાં પાણી રાજ્યાભિષેકના મહાઅવસરે શાને મંગાવાય છે ? હિન્દુસંસારે ગંગાજળ, તેમ ખ્રીસ્તમંડળે જોર્ડનનાં જળ; અતિઘણાં પવિત્ર ને પાવનકારી મનાય છે માટે જ ને ?

જ્ઞાન કે બળ કરતાં યે પૃથ્વીપડમાં પુણ્ય પૂજાય છે. જ્ઞાનઅન્નના વાવેતરિયા છે જગતના જ્ઞાનીવિજ્ઞાનીઓ; પુણ્ય અન્નના વાવેતરિયા છે જગતના પયઘમ્બરપુરુષોત્તમો.

પાપિયો કો મહાપંડિત મોક્ષનો અધિકારી નથી; પુણ્યશાળી અક્ષરઅજ્ઞ ગોપગોપી મોક્ષનાં અધિકારીઓ છે.

યૂરોપઅમેરિકામાં યે ગામે ગામે ને શેરીએ શેરીએ કોનાં મન્દિરો માનવતાએ માંડ્યાં છે ? કેપ્લરનાં કેન્ટનાં કે ક્રાઈસ્ટનાં ?

કાલ સૂધી શાળાઓ બધ્યે મન્દિરછાયાઓમાં હતી, જ્ઞાનભંડાર ધર્મછાયામાં હતા.

મહામાનવતાની ચક્રવર્તી ભાવના કઈ ? સામર્થ્ય ? જ્ઞાનવિજ્ઞાન ? કલાકવિતા ? કે પુણ્યપાપ ?

એ સહુ માનવદેહનાં અંગો છે; અને અંગઅંગના અધિદેવતા ઇન્દ્રયદેવતા છે એમ સહુ નિજનિજના મર્યાદા-દેશમાં રાજરાજેશ્વર છે.

પણ સકળ ઇન્દ્રિયદેવતામંડળના મહેન્દ્રરાજ, ભગવાન કહે છે કે, **हृद्देशेऽर्जुन ! तिष्ठति.** મહામાનવતાના એ મહેન્દ્રરાજ છે ધર્મ.

**અને પૃથ્વી ભરીભરીને ધર્મનાં વાવેતર વાવેલાં છે પયગમ્બરોએ.**

**સમસ્ત આલ્પ્સમંડળ કરતાં કારાકોરમથી ભૂતાન પારની હિમાદ્રિમાળા બેત્રણ હજારગણી મ્હોટી છે; એક ન્યૂટન કે કેપ્લર કરતાં ઈશૂ ખ્રીસ્ત લાખલાખગણા મહાન છે.**

આજ પર્યન્તની મહાનુભાવ માનવગાથા તો કહે છે કે જગતનું સમસ્ત પયગમ્બરમંડળ જંબુજ્યોતિઓનું છે.

પૃથ્વીના ખંડખંડને ઈતિહાસ આજ આહ્‌વાન –Challenge–નાંખે છે ને જાહેર કરે છે કે બુદ્ધની મહાવીરની ઝરથૂસ્ત્રની મૂસા નબીની ઇશૂ ખ્રીસ્તની હઝરત મહમ્મદની કોનફ્યૂશિયસની જનની પયગમ્બરભૂમિ એશિયા ખંડ તો પૃથ્વીનો Most civilized–પરમ સંસ્કારખંડ છે.

